માપ કાઢી લે. આ આર્યશ્રેષ્ઠને છોડી અમારી સાથે વિહરવાની ઇચ્છા એક ને પ્રબલ હોય તો ભલે, ચાલ !

સુકન્યા

(અધીરાઇથી) હું તો ખુશી છું.

અશ્વિનો

(જરા ધીમેથી) વિચારી જો. જીવનનો આશ્રમ બદલતાં ઉતાવળ ન કરીએ. અમે પા ઘડી વાટ જોઇ ઉભા છીએ.

સુકન્યા

(નીચું જોઇ ઉભી રહે છે ને વિચાર કરે છે. થોડી વાર થોભીને, સ્વગત) શું વિચારું ? હું શું કરું ? અંતરની ઇચ્છા તો અશ્વિનો સાથે જવાની છે. ને—ને—આ જનપદનું અશ્રેય થાય, આર્યોની શુદ્ધિને કલંક લાગે ને શર્યાતિ માનવની પુત્રી હું, પર-પુરુષના સ્પર્શે સાધારણી બની રહું (આંખે હાથ દઇને) તે પણ મારાથી ખમાતું નથી. મારા અંતરની શી ઇચ્છા છે ? (કરગરીને) મરુતો ! જાતવેદો ! ભૃગ્વાન્ ! કોઇ કહેશો કે હું શું કરું ? કોઇ બતાવશો કે મારા અંતરની ખરી ઇચ્છા શી છે ? [સુકન્યા આંખે હાથ દે છે. ક્ષિતિજ પર વાદળ ગગડે છે. દૂર ઝાડ પર મોર ટહુકે છે. સંધ્યાના રંગો મનોહર થાય છે] આવી સંધ્યામાં એકલાં કેમ રહેવાય ? અંતરની એકજ ઇચ્છા હોય—અશ્વિનોની સાથે જવાની. ભલે બીજાનું જે થવાનું હોય તે થાય [દૂર વાદળ ગગડે છે.]

ચ્યવન

(બેભાન અવસ્થામાં) ઉં—ઉં—ઓ.

સુકન્યા

(ચમકીને સ્વગત) આ આલ્હાદ ને આ મોહ પુરંદર તો નથી પ્રેરતો ? શું આ ભૃગુ પર વિજય મેળવવા એ દ્વેષી દેવ મારું મન મદોન્મત કરે છે ? ઈંદ્રિ ! મારા પિતા અને પતિનો ટેક હરવાનું મને સાધન બનાવે છે ? (સુકન્યા આકાશ તરફ જુવે છે. વિદન્વંત હાથમાં પરશુ લઇ દોડતો આવે છે, અને તીક્ષ્ણતાથી ચારે બાજુએ જુએ છે. પાછળ બે બીજા યોદ્ધાઓ હાથમાં આયુધો લઇ આવે છે, અને જુદી જુદી દિશામાં જઇ નજર નાંખે છે.)

વિદન્વંત

ક્યાં ગઇ એ પાપિણી ? (સુકન્યાને જોઇ) માતા ! તમે એક જુવાન સ્ત્રીને અહીંઆં દોડતી આવતી જોઇ છે ? [સુકન્યા ચમકીને ઉંચું જુવે છે.]

એક યોદ્ધા

(સરોવર તરફ આંગળી કરી) મહારાજ ! આ પેલી રહી.

[તે યોદ્ધો પાણીમાં જાય છે ને પેલી સંતાયલી સ્ત્રીને ચોટલો પકડી બહાર ખેંચે છે.]

સ્ત્રી

(આક્રંદ કરીને) મહારાજ ! માતા ! મને બચાવો મને વિદન્વંત મારી નાંખશે. મા ! મા ! કોઇ દયા કરો.

[એ સ્ત્રીને પેલો યોદ્ધો પકડીને વિદ-ન્વંતની સામું ઉભી કરે છે. તે સ્ત્રી થરથર કાંપે છે. વિદન્વંતની આંખો ક્રોધમાં વિકરાલ થઇ રહે છે. તે પરશુ જોરથી પકડી, ઉંચ-કવા જાય છે. સુકન્યા પેલી સ્ત્રી તરફ, ને વિદન્વંત તરફ જોઇ રહે છે.]

અશ્વિનો

સુકન્યા ! તારો શો જવાબ છે ?

[વિદન્વંત અશ્વિનોનો અવાજ સાંભળી તે તરફ ફરે છે.]

વિદન્વંત

કોણ અશ્વિનો ! મારા પ્રણામ ! તમે ક્યાંથી ?

સુકન્યા

(તેજસ્વી મુખે) દેવ ! તમારે મારા અંતરની ઇચ્છા જાણવી છે ? (તેની છાતી

ઉછળી રહે છે. એ એક હુરકું ખાય છે.) તમારે મારો જવાબ જાણવો છે? (ચ્યવનની સામું જુવે છે ને પછી વિદન્વંત તરફ ફરે છે) આ રહ્યો જવાબ. વિદન્વંત! સબુર કરો. તમે આ સ્ત્રીને શિક્ષા કરો તે પહેલાં બીજીને શિક્ષા કરવાની છે.

વિદન્વંત

(ગુસ્સાભર્યા અવાજે) કોને?

સુકન્યા

(વિદન્વંતની પાસે આવી માથું નમાવે છે) ભૃગુવર્ય! તમારી તરસી પરશુ મારે લાયક છે—આ નિર્જીવ સ્ત્રી માટે નથી.

[અશ્વિનો ચમકે છે. વિદન્વંત ચમકીને એક ડગલું પાછું હઠે છે.]

વિદન્વંત

શું કહો છો?

સુકન્યા

(આંખોમાંથી આંસુ પડે છે, છતાં હીંમતથી) હા! મારો વધ કરો. ઋષિવર્ય! આ આચારી અબલા, મારા પ્રમાણમાં નિર્દોષ છે. એ તો અજ્ઞાન છે, ક્ષુદ્ર છે—એણે માત્ર અજ્ઞાનતામાં, મુર્ખાઇમાં ભુલ કરી છે. ખરી ગુનેહગાર તો હું છું. હું અબલા નથી, અજ્ઞાન નથી, સંસ્કારહીણ નથી; પણ મનુ ને યમના વંશજ શર્યાતિ જેવા પ્રતાપી આર્યશાર્દૂલની આત્મજા છું. છતાં મેં નહીં જોયો મારા પતિનો ટેક, કે ન ગણ્યું તેના આ વિશાલ જનપદનું શ્રેય;— મે નહીં ગણ્યા આર્યોના સંસ્કાર કે ભૃગુઓનો વિજય. હું—આ જનપદની માતા ને આર્યાઓમાં ઉત્તમ એવી હું—અત્યારે અધમમાં પણ અધમ છું. અશ્વિનોને મેં આમંત્ર્યા છે; મન ને વાચાથી એમની જોડે મેં અધમ આચાર શરુ કર્યો છે, આને મારીને શું કરશો? મને મારો.

વિદન્વંત

(અશ્વિનો તરફ જુવે છે) શું આ દેવો તમારે આવાહને આવ્યા? (ડોળા કાઢીને) ચ્યવન ભાર્ગવની પત્ની એ—

સુકન્યા

હા, વિદન્વંત! એ મારા બોલાવ્યા આવ્યા—

અશ્વિનો

(હસીને)—ને ઋષિવર! જેવા અમે આવ્યા, તેવાજ પાછા કાઢવાનો આ ભાર્ગવીએ નિશ્ચય કર્યો.

વિદન્વંત

(ન સમજતાં, અને ક્રોધને મહામહેનતે દબાવી) કેવી રીતે?

સુકન્યા

હા, મેં અશ્વિનોને બોલાવ્યા, અને હવે પાછા કાઢું છું. જે તમે મને મારી ઠોકી કરાવતા હતા, તે હવે મારી મેળે કરવું જોઇએ એમ મને હમણાંજ ભાન આવ્યું.

વિદન્વંત

(ચકીત થઇને) શું કહો છો?

સુકન્યા

ઋષિવર્ય! હું મારી દુર્બુદ્ધિની શી વાત કરું? તમારા જુલમથી હું ડરતી નહોતી. તમારા પરાજયની મને પરવા નહોતી. મને તો વિલાસ જોઇતો હતો (શરમાઇને)—ને મેં—શાર્યાતીએ, ચ્યવનની પત્નીએ—આ દેવોને કહેણ દીધુ. પછી મને ભાન આવ્યું. વિદન્વંત! મને શુદ્ધ રાખવી એ તમારું કામ નથી—મારું કામ છે. હું કે માત્ર શાર્યાતી નથી. આ શરીર મારું નથી; મારી વાસના સ્વચ્છંદે તૃપ્તવાનો મારો અધિકાર નથી. હુ ને ચ્યવન, એક ને અભિન્ન છીએ. અગ્નિસાંનિધ્યે અમે એક બન્યાં:—હું એનું ઋષિપદ પામી ને સાથે વાર્ધક્ય પણ સ્વીકાર્યું. હવે મારાથી ભિન્ન કેમ થવાય?

**વિદન્વંત**

(ન સમજવાથી) તેથી તો હું તમને કોઇને મળવા દેતો નહોતો.

**સુકન્યા**

વિદન્વંત ! એ અભિન્નતા તમારે સાચવવાની નથી. મારે—અમારે સ્ત્રીઓને સાચવવાની છે. એ અભિન્નતામાંજ આર્યોની શક્તિ ને ગર્વ સમાયાં છે; તેમના પર તેમના સંસ્કારોની શુદ્ધિ અવલંબે છે—ને તેમના સંસારના સાતત્યનો પાયો રચાયો છે. અને છતાં—(ધ્રુસકું ખાઇ) ઋષિશ્રેષ્ઠ ! હું, ચ્યવનભાર્યા, એ અભિન્નતા ન સાચવી શકી;—એને ખાતર મેં મારા જોબનની આહુતિ ન આપી ને પારકાના સ્નેહને સ્પર્શ રાચવા માંડ્યું. હું આર્યા નથી, પશુ છું.

**વિદન્વંત**

(વિસ્મય પામી) માતા ! તમે શું કહો છો તે મને સમજાતું નથી.

**સુકન્યા**

ઋષિવર! મેં શું કર્યું તે તમે, પુરુષ કેમ સમજી શકો ? મેં ભૃગુઓનો દ્રોહ કર્યો. મેં એવું કર્યું કે આર્યાઓ સદાને માટે વીરતા પોષવા અશક્ત બની રહે. હું ચ્યવનથી ભિન્ન બની; તેનું સડેલું અંગ બની રહી. માટે ભાર્ગવ ! તમે તમારું કામ કરો. એ સડેલાં અંગનો વિનાશ કરો; ને આ અપરાધીનો વધ કરો [સુકન્યા માથુ નમાવે છે. વિદન્વંતની આંખમાંથી આંસું પડે છે. અશ્વિનો હર્ષથી દીપતા મુખે ઉભા રહે છે. એટલામાં શર્યાતિ માનવ થોડાક શાર્યાતો સહિત આવે છે ને આ બધાને જોઇ ખંચાઇ ઉભો રહે છે.]

**શર્યાતિ**

વિદન્વંત ! સુકન્યા ! આ શું છે ?

**અશ્વિનો, વિદન્વંત**

(એક સામટાં) કોણ માનવરાજ !

**શર્યાતિ**

હા ! (અધીરાઇથી) કોણ અશ્વિનો ! પ્રણામ. વિદન્વંત ! આ શું કરી રહ્યા છો ?

**વિદન્વંત**

(સહર્ષ) માનવ ! તમારું ને અમારું આજે કુલ તરી ગયું. માતાએ આજે કૈંક નવીન શીખવ્યું.

**શર્યાતિ**

(ચકિત થઇને) શું ?

**વિદન્વંત**

માનવ! આપણે અત્યાર સુધી કુલ સાચવવા સ્ત્રીઓની રક્ષા કરતા. શાર્યાતીએ આજે નવો મંત્ર ઉચ્ચાર્યો.

**શર્યાતિ**

શો ?

**વિદન્વંત**

(હસીને) પત્ની ને પતિના ઐકયનો, અભિન્નતાનો. માતા કહે છે કે જે એ ઐકય ને અભિન્નતા સાધે તે આર્યા; બીજી નહીં. અને જુવાનીના મદમાં નોતરેલા આ અશ્વિનોને એ પાછા કાઢે છે. આજે ભૃગુઓનાં ભાગ્ય ઉઘડયાં [સુકન્યા ચકિત થઇ ઉંચું જુવે છે.]

**અશ્વિનો**

(માનથી) આર્યોનાં કહો ભાર્ગવ ! આર્યસંસાર આજે પુનર્જીવન પામ્યો. આ શાર્યાતીએ શોધેલે પંથે વિચરતી આર્યાઓ તો દેવોને પણ વંદનીય થશે. (સુકન્યાને) માતા ! તમને પ્રણામ છે. દંપતિ વચ્ચે નીપજતાં દુઃખો આજે તમે એક મંત્રે નીવાર્યાં છે. [શર્યાતિ માનથી સુકન્યા તરફ જોઇ રહે છે.]

**સુકન્યા**

(હાથ જોડીને) દેવ ! હું તો બાલક છું. મેં કૈં કર્યું નથી. મારા અંતરમાં રહેલા આર્યાઓનાં સનાતન ગૌરવે મને એ સમજ પાડી. ક્ષમા કરજો અશ્વિનો ! મેં તમને

નકામી તસ્દી આપી. સીધાવો. મારું સ્થાન હવે આ મારા મહર્ષિને ચરણે છે.

### વિદન્વંત

(પ્રણિપાત કરી) માતા! તમે તો ભૃગુઓને આજે વિજય અપાવ્યો. ચ્યવનનો પુત્ર તમારે ઉદરે પાકશે, ને પુરંદરનો પરાજય થવાનો.

### અશ્વિનો

(હસીને) ભૃગુશ્રેષ્ઠ! આ માતાના પુત્રોનો ઉદય થતાં વાર નહીં લાગે. અમે અનંત યુવાના અધિકારી હતા, છતાં ભાર્ગવીને ચ્યવન આકર્ષક લાગ્યા; તો એ મહાસતીનો નિર્ણય અકારણ બનેજ કેમ? (ચ્યવનને) માટે મહર્ષિ! અમારી સનાતન યુવાવસ્થાના તમને ભાગીઆ કરીએ છીએ. તમારો વ્યાધિ દૂર થાઓ! દેવનો કોપ હોય તો તે પણ દૂર થાઓ [આકાશમાં વીજળીનો કડાકો થાય છે ને ધરણી ધ્રુજે છે]

### શર્યાતિ

દેવ! વૃત્રઘ્ન કોપે છે.

### અશ્વિનો

વૃત્રઘ્ન! આર્તની સેવામાં સાફલ્ય માનનાર અમે—દંપતિના ઐક્યની દ્રષ્ટા આ મહાસતી—ને વિજયને માટે અચિંત્ય વ્યથા વેઠનાર આ આર્યશ્રેષ્ઠ તારા કોપથી ડરીએ એમ નથી. અમારા ત્રણેમાં અંતરનું બલ હોય તો ચ્યવન! વાર્ધક્ય છોડી ઉભા થાઓ—સુકન્યાએ જેવું સત્ય ઉચ્ચાર્યું છે તેવાજ અજર ને ઓજસભર્યા સ્વરૂપે! [આકાશમાં સખત વીજળી ને ગગડાટ થાય છે, ને ચારે દિશા અંધકારથી છવાઇ રહે છે. અંધકારમાં જ્યાં ચ્યવન સુતા છે ત્યાંથી પ્રૌઢ ને પ્રતાપી અવાજ સંભળાય છે.]

### અવાજ

દેવ, સુકન્યા, વિદન્વંત! ભૃગુઓનો વિજય થયો છે!

### શર્યાતિ ને વિદન્વંત

(ચમકીને) કોણ મહર્ષિવર્ય!

### સુકન્યા

(હૃદય પર હાથ મુકી) આ કોણ?

### અશ્વિનો

(આકાશમાંથી) મહા અથર્વણ ચ્યવન.

### ચ્યવન

(અંધારામાં) વિદન્વંત! અશ્વત્થ ને શમિ આપ! પુરંદર! હજુ પુરો પરાજય તેં નથી અનુભવ્યો? (વિદન્વંત અશ્વત્થ ને શમિનાં લાકડાં ધરે છે. ચ્યવન તે લઇ, ઘસી અગ્નિ પ્રકટાવે છે.)......શોચિષ્કેશ! પ્રકટો! દેવાધિદેવ હવ્યવાહન! વૃત્રઘ્નના ત્રાસને દૂર કરો [ચ્યવન ત્યાં પડેલાં લાકડાં પર અગ્નિ સ્થાપે છે એટલે મોટો ભડકો થાય છે. ભડકાના તેજમાં ભોંય પર પડેલા જરાગ્રસ્ત ખોળીઆ આગળ જુવાન ચ્યવન ઉભેલા દેખાય છે. સુકન્યા ધુંટણીએ પડી, હાથ લંબાવી રહી છે. શર્યાતિ ને વિદન્વંત ફાટે ડોળે જોઇ રહ્યા છે. અશ્વિનો આકાશમાં દૂર જતા દેખાય છે.]

### ચ્યવન

શાર્યાતી! તેં કરેલા ઐક્ય–દર્શને તો હું સજીવન થયો. હવે આ ભિન્નતા શી! સાધ્વી! તારું સ્થાન તો સદાએ આ ભુજયુગલમાં—[ચ્યવન હાથ લંબાવે છે. સુકન્યા ઉંચું જુવે છે, પછી શરમાઇને શર્યાતિ તરફ જુવે છે, અને પછી મર્યાદા છોડી હસને મોંઢે ચ્યવનના હાથમાં આવી લપાય છે. શર્યાતિ આંસું લુછે છે.]—અને અશ્વિનો! દુઃખીનું દુઃખ હરનારા દેવ! તમારો હું ઋણી છું. હવેથી મારા યજ્ઞોનો સોમ—જે મેં સર્વશક્તિમાન વૃત્રઘ્નને પણ નહીં આપવાની હીંમત કરી તે—હું તમને આપીશ. ને મહાવ્રતીઓ! બીક કે લોભ વિના આપેલો એ ઉપહાર સ્વીકારજો.

**અશ્વિનો**

(આકાશમાંથી) આર્યશ્રેષ્ઠ મહર્ષિવર! તમારા યજ્ઞોમાં અમે આવીશું ને સોમપાન કરીશું. આજથી જ્યાં શુદ્ધ સુકન્યા ને નીડર ચ્યવન આવાહન કરશે ત્યાં સુખ ને શાતાના પ્રેરકો અમે, અશ્વિનો, હાજર રહીશું. [અંતર્ધાન થાય છે. આકાશમાં ભયાનક ગાજવીજ થાય છે.]

**ચ્યવન**

(ઇંદ્રના કોપની પરવા વગર) વિદન્વંત! માનવશાર્દૂલ! આ ગૃહપતિની સેવામાં આપણે બેસો. ને બંધુ! શંખનાદ કરો ને બધા ભૃગુઓને નિમંત્રો! આજે વૃત્રઘ્નનો પરાજય થયો છે. [બધા અગ્નિની આસપાસ બેસે છે. વિદન્વંત શંક ફુંકે છે ને ચારે તરફથી ભૃગુઓ પર્વત પર દોડતા ચઢી આવતા દેખાય છે. તેઓ ચ્યવનને જોઇ ચકિત ને હર્ષિત બને છે.]

**સુકન્યા**

મહર્ષિ! પણ જેને લીધે આ સારાં વાનાં થયા તેને આપણે વીસરી ગયાં. (ખુણામાં બેભાન પડેલી પેલી સ્ત્રી તરફ હાથ કરે છે) આ બીચારી દુઃખની મારી ભ્રષ્ટ થઇ. પણ એ ન હોત તો મને ભાન આવત નહીં. આર્યશ્રેષ્ઠ! આપજ એને પાવન કરી શકો એમ છો. (હાથ જોડે છે.)

**ચ્યવન**

સતી! તમે જેને શુદ્ધ ગણી તે શુદ્ધજ છે. [ઉઠે છે ને પેલી સ્ત્રી તરફ જઇ, તેને તપાસે છે. ને પછી અગ્નિમાંથી ગરમ રક્ષા લાવી તેને ઘસે છે] ભૃગ્વાન્! આ સ્ત્રીને સજીવન કરો! તેનું પાપ ને કલંક દૂર કરો! હું અથર્વણ–ચ્યવન તમને પ્રાર્થના કરું છું. વૈશ્વાનર! તેને હતી તેવી કરી દો. [પેલી સ્ત્રી આલસ મરડી બેઠી થાય છે ને બધા ચકિત થઇ ચ્યવનને અને અગ્નિને નમસ્કાર કરે છે.]

**વિદન્વંત**

ગુરુવર્ય! આ પ્રસંગેજ અગ્નિને હવિ અને અશ્વિનને સોમ આપવો જોઇએ. એમની કૃપાએ આજે ભૃગુઓનો વિજય થયો. ભૃગુઓ! સોમ ને હવિ તૈયાર કરી લાવો.

**શર્યાતિ**

ને ભૃગુવર્ય હવે આપનો ટેક રહ્યો, આપનું વાર્ધક્ય ટળ્યું, સુકન્યા મંત્રદ્રષ્ટા થઇ, આપણા સોમનું પાન કરનારા દેવો મળ્યા. આજે આપણું બલ દુર્જય થયું ને વૃત્રઘ્નનો પરાજય થયો. હવે અશ્વિનો સાથે એને પણ સોમપાન કરાવવું જોઇએ. જેવો એ દ્વેષી છે, તેવા આપણે ન થવું જોઇએ.

**ચ્યવન**

રાજશાર્દૂલ! ખરી વાત છે. સદીનો મારો આગ્રહ આજે સફલ થયો. ગોત્રભિદ[1]થી ડરીને સોમ ન આપવો એ મારો સંકલ્પ મેં પરિપૂર્ણ કર્યો. હવે સશક્ત થતાં, આપણે નમતું આપવામાં ખંચાવું ન જોઇએ. તેમાંજ આપણી વડાઇ છે. [ભૃગુઓ હવિ ને સોમ લાવે છે તે ચ્યવન લે છે અને હવિ અગ્નિમાં નાંખે છે, ને અશ્વિનોને સોમપાન કરાવે છે. પછી આકાશ તરફ જુવે છે.] વૃત્રઘ્ન! આવ! હું ચ્યવન ભાર્ગવ, તારો વેરી, વિજયના ઉત્સાહમાં તને નિમત્રું છું. પુરંદર! તારા કોપથી પણ નીડર રહેનાર હું અથર્વણ ને અંગિરસ આજે તને સોમપાન કરાવું છું. વજ્રી! જે સોમ મેં તારા ડરથી નહીં આપ્યો, તારા દ્વેષથી કાયર બની નહીં આપ્યો, તે

1 પર્વતને તોડનાર–ઇંદ્ર.

આજે મારા ને મારા ભૃગુ–શાર્યાતોના વિજય–પ્રસંગે તને આપું છું. ઇંદ્ર! તું આર્યોનો પાલક છે. તેમની સમૃદ્ધિનો સંરક્ષક છે. તારી શક્તિ ને સેવા હું વીસરવા નથી માંગતો. પુરંદર! જે ચ્યવને તને યજ્ઞમાંથી બાતલ કર્યો હતો તેજ તને આજે બોલાવે છે;—જે તને તાબે નહોતો થયો તેજ ચ્યવન વિજય મેળવ્યાં છતાં, તને નિમંત્રે છે. આવ! શત-મન્યુ, અશ્વિનોએ સફલ કરેલા મારા યજ્ઞોમાં તને પણ હું સ્થાપીશ! અને જે શર્યાતિ માનવને પચાશ સંવત્સરથી તું પજવે છે, તેજ શર્યાતિને હું ઐંદ્રમહાભિષેકે પાવન કરીશ[1] [ઉચ્યું જોઇ રહે છે. આકાશમાં મીઠી વિદ્યુત ચમકે છે, ને જરાક છાંટા પડે છે. અને આકાશમાંથી ઇંદ્ર ઉતરે છે.]

**ઇંદ્ર**

મહર્ષિ! તારું નિમંત્રણ હુ સ્વીકારું છું. તારો સોમ હું પીઉં છું.

[બધા સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. ચ્યવન ઇંદ્રને સોમપાન કરાવે છે.]

**ચ્યવન**

દેવ! આજે મને કૃતાર્થ કર્યો.

**ઇંદ્ર**

મહર્ષિ! જે મારા ડરથી ન કર્યું, તે આજે તેં મારો પરાજય કરી તારું આર્યત્વ દાખવવા કર્યું. દેવથી પણ દુર્જય આર્યશ્રેષ્ઠ! તારા જેવા નીડર મહાત્માના યજ્ઞોમાં નોધારાના આધાર અશ્વિનોનો ઉચ્છિષ્ટ સોમ પીને પણ હું ગર્વ ધરીશ. (અંતર્ધ્યાન થાય છે.)

**ચ્યવન**

(ઉભા થઇ) માનવરાજ! વિદ્વન્વંત! શાર્યાતિ! આજે વર્ષોનો મારો ટેક રહ્યો; ને અમારું વેર ટળ્યું. જેવો વૃત્રઘ્ન સપ્તસિંધુમાં[2] સોમપાન કરે છે, તેવોજ આ તેથી પણ પરમપુનિત ભૂમિમાં આવીને કરશે. ભૃગુઓ ને શાર્યાતો! [બધા ઉભા થાય છે] આપણા વિજયમંત્રથી આ પ્રદેશ સદાને માટે ગાજશે. [ચ્યવન ગાય છે બધા ઉપાડી લે છે.]

ૐ

સહસ્ર વર્ચસ્વી યશસ્વી,
આ હવી યશ કરી।
સહસ્ર ગુણ યશ કરો॥
યશસ્વી મિત્રાવરુણ,
યશસ્વી વસુ અર્યમા।
યશસ્વી ત્વષ્ટા સવિતા॥
યશસ્વી મરુતો યશસ્વી,
ભગ બ્રહ્મણસ્પતિ।
યશસ્વી સોમ યશસ્વી,
મઘવા યશસ્વી રુદ્રો॥
યશસ્વી દ્યાવા પૃથિવી યશસ્વી,
અગ્નિ યશસ્વી અશ્વિન યશસ્વી।
બ્રાહ્મણ યશસ્વી ભૃગુજન,
યશસ્વી યશ સંસત્તમ મમ॥

---

૧. છેલ્લે શર્યાતિને ઐંદ્રમહાભિષેક કરાવવામાં આવે છે.

૨. સપ્તસિંધુ–સાત નદીવાળો પ્રદેશ; પંજાબ.




લેખક:

રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી,

બી. એ. એલએલ. બી. એડવોકેટ

પ્રમુખ, સાહિત્યસંસદ

## પાત્રો

| | |
|---|---|
| મરીચિ<br>અત્રિ<br>અંગિરા<br>પુલહ<br>પુલસ્ત્ય<br>ક્રતુ ... ... | ...સપ્તર્ષિમંડલમાંના છ બ્રહ્મર્ષિઓ. |
| સંભૂતિ ... .. | ...મરીચિની સ્ત્રી. |
| વસિષ્ઠ ... ... | ...મિત્રાવરુણ ને ઉર્વશીનો પુત્ર—મૈત્રાવરુણ-વારુણિ. |
| મેધાતિથિ ... ... | ...એક મહર્ષિ. |
| અરુંધતી ... ... | ...મેધાતિથિની પુત્રી-મેધાતિથી. |
| શ્વેતકર્ણ ... ... | ...એક મુનિ. |
| મનુ વૈવસ્વત... ... | ...સૂર્યનો પુત્ર જે આર્યોને હીંદમાં લાવ્યો તે, યમનો ભાઈ. |
| યમ વૈવસ્વત... ... | ...સૂર્યનો પુત્ર જે આર્યોને ઉત્તર ધ્રુવમાંથી લઈને નીકળ્યો તે, મનુનો ભાઈ. |
| વરુણ ... ... | ...વ્યોમના તથા સૃષ્ટિનિયમરૂપ ઋતના દેવ. |
| અગ્નિ<br>વિશ્વેદેવા<br>મરુત ... ... | ...વૈદિક આર્યોના દેવો. |

**સમય:** હીંદમાં આર્યો આવ્યા ત્યારથી એક સદી પછી.

**સ્થલ:** સરસ્વતી ને દૃષદ્વતી નદીની વચ્ચેનો પંજાબનો ભાગ.

## નોંધ

આર્યોનું અસલ વતન ઉત્તરધ્રુવના પ્રદેશમાં હતું. ત્યાં હિમ પડતાં યમ વૈવસ્વત આર્યોને ત્યાંથી દક્ષિણમાં લઇ આવ્યો. મનુ વૈવસ્વત તેમને હીંદમાં લઇ આવ્યો.

આર્યોનો પુરાતન સંવત્સર સપ્તર્ષિનો છે. દર સો વર્ષે સપ્તર્ષિ એક નક્ષત્ર ચળે એવી કલ્પના પર એ સંવત્સર સ્થપાયો છે. આ માન્યતાઓનો મેં ઉપયોગ કર્યો છે.

વસિષ્ઠ શુદ્ધ આર્યસંસ્કૃતિના આદિ પ્રતિનિધિમાંના એક છે. સાતે ઋષિઓની સ્ત્રીઓનાં નામ પુરાણોમાં છે છતાં તેમાંથી માત્ર અરુંધતીજ સાતે ઋષિઓની સમોવડી પદવીએ પહોંચી અને સપ્તર્ષિમંડલમાંના તારાઓમાં પણ એક તારો અરુંધતીનો છે. આપણા કર્મકાંડમાં પણ સપ્તર્ષિનાં સાત સોપારી સાથે અરુંધતીનું આઠમું મુકાય છે. પરણી ઉઠેલી સ્ત્રીને અરુંધતીનો તારો બતાવવાની રીતિ હજુ ચાલે છે. અને સપ્તર્ષિઓની સાથે અરુંધતીને ફરતી જોઇ મહાદેવજીને પણ પાર્વતી જોડે પરણવાનું મન થાય છે (કુમારસંભવ.)

હીંદુ માન્યતા પ્રમાણે વસિષ્ઠ ને અરુંધતીનું સ્થાન મને અપૂર્વ લાગ્યુ. એમના જોટકામાં સમાએલો આદર્શ કૈંક અદ્વિતીય લાગ્યો. એ આદર્શ શો તે મેં મારી કલ્પનાને પુછ્યું. મને મળેલા ઉત્તરને થોડે વધતે અંશે વ્યક્ત કરવા આ પ્રયાસ આદર્યો છે.



## અંક પહેલો

[સમય: ઋગ્વેદના કાલનો પ્રારંભ. સ્થલ: સપ્તસિંધુ[1]માં દૃષદ્વતીને તીરે મહર્ષિ મેધાતિથિનો આશ્રમ.

સવિતાનાં કિરણો દૃષદ્વતીનાં નીર પર નાચતાં હતાં; અને સવારનો ધીમો, માદક પવન ઝાડો પરનાં નવપલ્લવોને નચાવી રહ્યો હતો.

તપોવન વિશાલ, સુંદર ને ઘટાદાર વૃક્ષોથી છવાએલું હતું. અશાંત માનવીના લોભે તેનાં વૃક્ષોની સમૃદ્ધિ લુંટી લીધી નહોતી. સુરૂપતાના ખોટા ખ્યાલે તેની વાંકીચુંકી ને અસ્પષ્ટ પગથીઓને સીધા રસ્તાનું સ્વરૂપ આપ્યું નહોતું.

વસંત બેઠી હતી. દરેક વેલે પુષ્પો ઝુકતાં હતાં. દરેક વૃક્ષ પર પંખીઓ કલ્લોલ કરતાં. ઠેકાણે ઠેકાણે બાલહરિણો એકબીજા સાથે ગેલ કરતાં હતાં. સારસની બેલડીઓ નદીમાં અંતરની આપલે કરતી. પ્રકૃતિ નવોઢા સમી થનગનતી.

વસિષ્ઠ મૈત્રાવરુણ[2] તરાપા પર બેસી, પોતે નદી ઓળંગી હતી તેને કીનારા પર ઘસડીને મુકતો જણાય છે. તે સશક્ત દેખાતો યુવક છે. તેના મોઢા પર દાઢી તાજીજ ઉગવા માંડી છે, ને તેની જટા તેના તેજસ્વી કપાળ પર નમી રહી છે. તેની આંખો ગહન છે. તેના ઘાટીલા નાકની રેખા નમેલી છે.

તેણે મૃગચર્મ પહેર્યું છે. તેની ડાબી ખાંધે બીજના ચંદ્ર સમું જનોઇ, ને કપાળે ભસ્મ શોભે છે. તેના સબલ હાથમાં એક મોટો દંડ છે ને ખભા પર તીરનું ભાથું ને કામઠાં છે.

વસિષ્ઠ તરાપાને કીનારા પર ખેંચે છે એટલામાં કીનારા પર જરા ઉંચાં આવેલાં ઝાડોમાં અરૂંધતી મૈધાતિથી જણાય છે. તે પણ જુવાન છે. તેનો પહેરવેશ પણ લગભગ વસિષ્ઠના જેવોજ છે. તેણે વધારામાં પાવડી પહેરી છે ને તેની પાસે કૈં શસ્ત્ર નથી.

તેણે વસિષ્ઠને જોયો ને તે હસી.

૧ પંજાબ. ૨ મિત્રાવરુણનો પુત્ર.

અરુંધતી

[હાથની નીશાની કરીને હસીને] મૈત્રાવરુણ! હું તરાપો ખેંચવા લાગું કે?

[વસિષ્ઠ મોઢું પાછળ ફેરવી અરુંધતીને જોઇ હસે છે અને ઉલ્લાસભેર એક ઉંડો શ્વાસ લે છે.]

વસિષ્ઠ

અરુંધતી! એક કરતાં બે ભલાં.

અરુંધતી

[દોડીને આવી પહોંચે છે.] તમે પેલો છેડો ખેંચો, હું આ ખેંચું. [બંને જણ તરાપો કીનારા પર નાંખે છે.]

વસિષ્ઠ

કેમ મહાતાપસી! અત્યારે આમ ફરે છે?

અરુંધતી [મજાકમાં]

તપોનિધિ વસિષ્ઠ ઘણે દહાડે અહીંઆં આવ્યા તેને આવકાર દેવા.

વસિષ્ઠ

હું કેમ કરીને આવું? યતિઓ[3] સાથે યુદ્ધ કરવામાં ફુરસદ ક્યાં મળે છે? મહર્ષિ ક્યાં છે?

અરુંધતી

આ પેલા બેઠા. આજે ભગવાન્ ક્રતુ પધારવાના છે તેની વાટ જુવે છે.

વસિષ્ઠ [માનથી]

ભગવાન્ ક્રતુ! કેમ?

અરુંધતી

ભગવાન્ મરીચિને મળવા જતાં અહીંઆં થોભવાના છે.

[મહર્ષિ મેધાતિથિ આવે છે. તે વૃદ્ધ ને ગૌરવશીલ પુરુષ છે. તેણે પણ વસિષ્ઠના જેવોજ પહેરવેશ પહેર્યો છે. તે લોખંડના છરાથી એક લાકડું છોલી સરવો બનાવી રહ્યા હતા.]

વસિષ્ઠ

[પાસે આવી દંડવત્ પ્રણામ કરે છે] મહર્ષિ! નમસ્કાર! તપતો વધે છેને?

મેધાતિથિ

[હાથ લંબાવીને આશીર્વાદ આપે છે.] તપોનિધિ! કેમ છો? બેસો. અરુંધતી! વસિષ્ઠે હમણાં અવધિ કરવા માંડી છે. એણે તો મહર્ષિપદને પણ પાછળ મુકવા માંડયુ છે. [અરુંધતી હસીને વસિષ્ઠની સામું જુવે છે. વસિષ્ઠને] તારી ઉમરે તો અમે લાકડાં વીણવા જતા—

વસિષ્ઠ

અરે કૈં વાત!

મેધાતિથિ

ખરી વાત. ને હવે તો આ મારી છોકરી પણ મોટી તપસ્વી થઇ ગઇ છે. વારુણિ! તું એકલો મનમાં મલકાતો નહીં. [દાઢી પર હાથ ફેરવીને] મારી આ દીકરી [હસીને] મારી દીકરી–તને પણ ટક્કર મારશે.

વસિષ્ઠ

[હેતભર્યા અવાજે] મારશે શું? મારે છે. સપ્તસિંધુમાં એની જોડી નથી. [અરુંધતી હસતી આંખે જોઇ રહે છે.]

મેધાતિથિ

[જરાક ઝીણી આંખે જોઇને] નથી એમ તો કેમ કહેવાય?

વસિષ્ઠ

એ તો અદ્વિતીય છે ને રહેવાની.

3. એક આર્યજાતિ.

અરુંધતી

તપોનિધિ મૈત્રાવરુણ ગમે તેમ કહે તેને કેં રોકાય ?

મેધાતિથિ [હસીને]

વાત ખરી. એની ગિરા બધે વખણાય છે, ને એનું તપ જોઇ ભલા બ્રહ્મર્ષિઓ પણ વિચારમાં પડે છે.

વસિષ્ઠ [નમ્રતાથી]

તમારા જેવાની કૃપા છે. હું તો માત્ર તમારા જેવાના આદેશો અંતરમાં ઉતારવાનો પ્રયત્ન કરુ છું.

મેધાતિથિ [ખડખડ હસીને]

જા જા. વૃદ્ધ અત્રિ પોતે કહેતા હતા કે તારી ઋચાઓ જેવી ઋચાઓ કોઇ મંત્રદ્દષ્ટાની નથી.

વસિષ્ઠ

મહર્ષિ! એ ઋચાઓ હું ક્યાં કરું છું ?

મેધાતિથિ

ત્યારે ?

વસિષ્ઠ

મેધાતિથીને ખબર છે. [આકાશ તરફ નજર કરી] મારા પિતા જ્યોતિષ્પતિ[૪] રાજા વરુણ મારી પાસે કરાવે છે.

મેધાતિથિ

[હાથમાંથી લાકડાં ને છરો મુકી દઇ.] શું કહે છે ?

વસિષ્ઠ

[આંખો નીચી નમાવી] પ્રાતઃકાલે કે સંધ્યાને સમયે હું સરસ્વતીને તીરે કે ગિરિના શૃંગ પર બેસુ છું ને જેનો પંથ પંખીઓ પણ નથી જાણી શકતાં એવો સહસ્રાક્ષ વરુણ મારા પર પ્રસન્ન થાય છે. હું તેની સાથે વાત કરું છું. દૂર છતાં એ અસુર[૫] મારી પાસે આવે છે; મારી સાથે બોલે છે. એ મને પ્રેરે છે; હું એની શક્તિથી સબળ બનું છું; ને મારી જીભે વાચા વસે છે. મુગાં રહેવાની ઇચ્છા છતાં મારાથી બોલાઇ જાય છે; પ્રયત્ન વિના હું મંત્રદર્શન કરું છું. મહર્ષિ! એમાં હું કે નથી કરતો. હુ તો માત્ર એને ખોળે માથું મુકી બેસું છું.

મેધાતિથિ [ડોકું ધુણાવીને]

તું પણ જબરો છે. મેં જાણ્યું કે મારી દીકરીજ એકલી નદીશ્રેષ્ઠ દેવી સરસ્વતી[૬] સાથે સંવાદ કરે છે. [ઘંટનાદ થાય છે ને શંખ ફુંકાય છે અને લોકોના આવવાનો અવાજ થાય છે.]

અરુંધતી

મહર્ષિ ! ભગવાન્ ક્રતુ પધાર્યા હોય એમ જણાય છે. [ત્રણે જણ ઉભાં થઇ આગળ જાય છે.]

મેધાતિથિ [બુમ મારી]

વૃદ્ધશ્રવા! શિષ્યો! ભગવતી! બહાર આવો. ભગવાન્ ક્રતુ આવ્યા.

[પચાસેક માણસનું ટોળું આનંદથી ઋચા ગાતું દાખલ થાય છે. કેટલાકો પાસે ભાલા, તીર, કામઠાં, દંડા વગેરે આયુધો છે. સાથે કેટલીક સ્ત્રીઓ પણ છે. પુરુષોએ મૃગચર્મ પહેર્યાં છે ને સ્ત્રીઓએ વલ્કલ પહેર્યાં છે. વચ્ચે વાંસની પાલખી પર ભગવાન્ ક્રતુ

૪. પ્રકાશનો સ્વામી.

૫. મહાન્—વેદમાં વરુણને અસુર કહ્યા છે.

૬. પંજાબની નદી.

બેઠેલા છે. તેની સફેત દાઢી ને જટા-થી તેનું અડધું અંગ છવાએલું છે. મેધાતિથિના આશ્રમમાંથી પણ થોડાક શિષ્યો આવી પહોંચે છે. ઋચા સાંભળી વસિષ્ઠ ને અરુંધતી એક-મેકની સામું જુવે છે.

**અરુંધતી** [ વસિષ્ઠને ]

આ તમારો મંત્ર.

**વસિષ્ઠ** [ અરુંધતીને ]

હા. [ મેધાતિથિ, વસિષ્ઠ ને અરુંધતી પાલખી તરફ જાય છે. ]

**મેધાતિથિ**

ભગવાન્ ક્રતુને નમસ્કાર.

[ ત્રણે સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે. ઉંચક-નારા પાલખીને ઝાડ નીચે મુકે છે ને વૃદ્ધ ક્રતુ આંખો ઉઘાડી જરા ઉચા થાય છે

**ક્રતુ** [ હેતથી ]

શત શરદ જીવો દીકરા! મેધાતિથિ! તપ વધે છે કે? આ કોણ દીકરી અરુંધતી? તું પણ મોટી તાપસી થઇ ગઇ છે એમ સાંભ-ળ્યું છે.

**મેધાતિથિ** [ હસીને ]

ભગવાન્ ક્રતુની દૌહિત્રી તાપસી નહીં થાય તો કોણ થશે? આપ તો આનંદમાં છો?

**ક્રતુ** [ વસિષ્ઠને જોઇ ]

હા! આ કોણ?

**મેધાતિથિ**

આપ નથી ઓળખતા? વસિષ્ઠ મૈત્રાવરુણ—થોડો વખત મારો શિષ્ય હતો. [ વસિષ્ઠનું નામ સાંભળી ક્રતુના શિષ્યો જરા દૂર ખસી માનભેર જોઇ રહે છે. ]

**ક્રતુ**

[ ધીમેથી દાઢી પર હાથ નાંખી ] વસિષ્ઠ! [ એકાગ્રતાથી તેની સામુ જોઇને ] તારું નામ તો બહુ સાંભળ્યુ, પણ તને જોયો આજેજ. [ જરાક વધારે ધ્યાનથી જોઇ ] તું તો બાલક છે–ને આ ઉમરે મંત્રદ્રષ્ટા ને મહર્ષિ થયો. [ પોતાના શિષ્યોને ] શિષ્યો! જુઓ આ મૈત્રાવરુણ વસિષ્ઠ. હમણાંજ તમે એનો મંત્ર બોલતા હતા. એનું પાદવંદન કરો. [ ક્રતુના શિષ્યો વસિષ્ઠનું પાદવંદન કરે છે. એટલામાં મેધાતિથિના શિષ્યો અર્ઘ્યની સામગ્રી લાવે છે ]

**મેધાતિથિ**

ભગવાન્! મારો અર્ઘ્ય સ્વીકારશો. [ અર્ઘ્ય આપે છે. ]

**અરુંધતી**

ને મારો— [ અર્ઘ્ય આપે છે. ]

**વસિષ્ઠ**

મારો પણ— [ અર્ઘ્ય આપે છે. ]

**મેધાતિથિ**

હવે મારો આશ્રમ પાવન કરો. આહાર હમણાંજ તૈયાર થશે.

**ક્રતુ**

ના, મેધાતિથિ! મારાથી રોકાવાય એમ નથી. ભગવાન્ મરીચિને મારે મળવું છે. આ મારા શિષ્યો જરા થાક ખાઇ રહે કે હું ચાલ્યો. [ એક શિષ્ય પાણી આપે છે તે પીએ છે. હાથ વતી મોઢું લુછતાં ] અમારે યજ્ઞ કરવો છે તેની ગોઠવણ કરવા જાઉં છું.

**મેધાતિથિ**

યજ્ઞ?

**ક્રતુ** [ખિન્નતાથી]

હા. બધા આર્યજનો૭ રખડીરઝળી થાકી ગયા છે, પણ હજુ સપ્તર્ષિઓમાંના સાતમા ઋષિ પ્રગટ્યા નથી. અને જંપીને આપણે ક્યારે બેસીશું એ કહેવાતું નથી.

**મેધાતિથિ**

સાતમા બ્રહ્મર્ષિ પ્રગટાવવા યજ્ઞ કરવો છે? પહેલાં ઘણી વાર કર્યા છતાં પણ તે તો પ્રગટ થયાજ નહીં.

**ક્રતુ**

ઘણા! મેધાતિથિ! સત્તાણું વર્ષ થયાં સાતમા બ્રહ્મર્ષિની વાટ જોઇ આર્યો બેઠા છે, પણ મનુ વૈવસ્વતને વરુણે આપેલું વચન સિદ્ધ થયું નથી.

**વસિષ્ઠ**

—ને સપ્તર્ષિ નક્ષત્ર પણ બદલતા નથી.

**ક્રતુ**

આર્યોનું ભવિષ્ય મને ભયંકર લાગે છે. બીજો સપ્તર્ષિસત્ર થશે નહીં, ને સપ્તર્ષિઓ નક્ષત્ર બદલશે નહીં તો આપણે ભૂતલ પર ભટકીભટકી અટવાઇ જઇશું.

**મેધાતિથિ**

ભગવાન્! એમ શું બોલો છો?

**ક્રતુ**

તમને છોકરાઓને બધું નજીવું લાગે છે. [જરાક ખાંસી ખાઇને] પણ અમે તો નરશાર્દૂલ મનુ વૈવસ્વતની વાણી સ્વમુખે સાંભળી છે. અરુંધતી! તેં એ વાત સાંભળી છે?

**અરુંધતી**

માતામહ! બરાબર નથી સાંભળી, કહો તો ખરા.

**ક્રતુ** [આંખો મીંચી]

લગભગ સો વર્ષો થયાં પણ તે પ્રસંગ મારા મન આગળ તેવો ને તેવો છે. વર્ષો વીતે છે, પણ સ્મરણો ભુસાતાં નથી.

તમે નથી સાંભળ્યું? આપણા વડીલો પહેલાં મેરુની આસપાસની સુવર્ણભૂમિમાં વસતા—અને આર્યોના સુખનો પાર નહોતો. પછી વૃત્ર કોપ્યો, રાજા વરુણની અવકૃપા થઇ, ને આપણે વતન છોડી નીકળવું પડ્યું.૮ [જરા શ્વાસ લઇને] હજારો આર્યો હિમમાં ઠરી ગયા. હજારો સ્ત્રીપુરુષો સાગર ઓળંગતાં ડૂબી મુઆં. પ્રતાપી આર્યો નવી દુનીઆમાં ભટકવા લાગ્યા. મહાતેજસ્વી વિશ્પતિ૯ યમ વૈવસ્વતે પણ આપણો સંગ છોડી પિતૃલોક તરફ પ્રયાણ કર્યું. [થોડીવાર થોભીને] મહામહેનતે નરશાર્દૂલ મનુ વૈવસ્વતે પાંચ આર્યજાતિને બચાવી પણ આપણા દુઃખનો પાર નહોતો. દેવ વરુણ—જેણે સવિતાને રસ્તો સુઝાડ્યો તેજ આપણાથી વિમુખ થઇ બેઠા. આપણા અસલ વતનમાં સર્વવ્યાપી ને ઉગ્ર વરુણની સેવામાં દર રાતે સપ્તર્ષિઓ માથા ઉપર ચક્રાકારે ફરતા.૧૦ [નીસાસો નાંખી] દેવની અવકૃપાથી તે ઉચ્ચસ્થાયી ઋક્ષ૧૧ અહિના૧૨ અંધકાર—ભુવનમાં અદૃષ્ટ થવા લાગ્યું૧૩

---

૭ જન, જાતિ, સમૂહ.

૮ આ વાત આર્યોનું વતન ઉત્તરધ્રુવ હતું એ માન્યતા પર રચી છે.

૯ મનુષ્યોનો પતિઃ

૧૦ ઉત્તર ધ્રુવમાં સપ્તર્ષિમંડળ (Ursa major) આખી રાત ફરતું દેખાય.

૧૧ રીંછ (Ursa major) ઋગ્વેદ મં. ૧–૬ ૨૪–૧૦.

૧૨ અંધકારમાં રહેતો સાપ જે સૂર્યને દર રાતે ગળી જતો એમ માન્યતા હતી.

૧૩ હીંદમાં આવતાં સપ્તર્ષિના તારા આખી રાત દેખાતા નથી.

[ જરા જુસ્સાથી ] છોકરાઓ! સપ્તર્ષિમંડલ આપણા આર્યજીવનનો આધાર છે. વરુણની કૃપા તેમને લીધે છે. તેમના તપના બળથી ત્રિભુવન ઉભું રહે છે. જ્યારે દ્યાવાપૃથિવી૧૪ ના ધરિત્રા અસ્ત થવા લાગ્યા ત્યારે આર્યોમાં હીંમત રહી નહીં. [ શ્વાસ ખાઇને ] ત્યારે બધા ભટકેલ થઇ ગયા, ગમે તેમ રહેવા લાગ્યા, ને ગમે તે દેવોની ઉપાસના કરવા લાગ્યા. આખરે આપણે માંહોમાંહે કપાઇ મરવા માંડયા. નરપુંગવ વૈવસ્વતની ચિતાનો પાર રહ્યો નહીં. [ થુંક લુછીને ] આ દુઃખ ટળવા મનુ વૈવસ્વતે યજ્ઞ આદર્યો ને ભગવાન્ મરીચિ. અત્રિ ને અંગિરાએ દેવોનું આવાહન કર્યું ને વૈશ્વાનર સ્થાપ્યો.૧૫ આખરે દેવોના દેવ ને આદિત્યોમાં શ્રેષ્ઠ એવા વરુણ પ્રસન્ન થયા ને વૈવસ્વતને વચન આપ્યું. [ થોભીને થોડી વાર શ્વાસ લઇને ] વરુણે કહ્યું કે જ્યારે બધા સપ્તર્ષિઓ પૃથ્વી પર પ્રગટશે, અને તેઓ એક મહા-સપ્તર્ષિસત્ર આરંભશે ત્યારે દેવો રીઝશે, આર્યો ભટકતા બંધ પડશે ને અસલ આર્યાવર્તથી પણ સરસ સ્વભૂમિમાં તે ર્યાકામ થશે, અને તે વખતે સપ્તર્ષિમંડલ નક્ષત્ર બદલશે. [ નીસાસો નાંખી ] સપ્તર્ષિ પ્રગટાવવા વૈવસ્વતે અનેક યજ્ઞો કર્યા. યજ્ઞની જ્વાલમાં જેનું મુખ દેખાય તે મહર્ષિમાં સપ્તર્ષિમાંના એકેકા પ્રગટશે એવું વરુણનું વચન હતું. તે વચનને આધારે મરીચિ, અત્રિ, અંગિરા, પુલહ, પુલસ્ત્ય અને મારામાં છ બ્રહ્મર્ષિઓ પ્રગટયા; પણ સાતમા ઋષિ પ્રગટતા નથી, ને આપણાં દુઃખ દૂર થતાં નથી ... [ દાઢી પર હાથ ફેરવી, ખેદથી ] સત્તાણું વર્ષો વહી ગયાં. અમે બધા પિતૃલોકમાં પ્રથમ પગ ધરનાર યમ વૈવસ્વતના સદનમાં જવા તૈઆર થઇ રહ્યા છીએ; પણ સપ્તર્ષિસત્ર આરંભી આર્યોનો ઉત્કર્ષ સાધવા અમે માત્ર તપોબલથી અમારો દેહ ટકાવી રહ્યા છીએ. હવે એ ક્યારે પ્રગટે તેની વાટ જોઇ બેઠા છીએ.

**અરુંધતી** [ આતુરતામાં બોલી દે છે ]

—ને ન પ્રગટે તો! [ બધા ચમકીને એની સામું જુવે છે. ]

**ક્રતુ** [ કાંપીને ]

શાંતં પાપમ્! દીકરી! ખબર છે? સાતમા ઋષિ ન પ્રગટે ને સત્ર ન થાય ને ઋક્ષ નક્ષત્ર ન બદલે તો આર્યો રઝળી જાય, એમના સંસારમાં આગ ઉઠે, એમના પ્રતાપનો નાશ થાય ને એમનાં કર્મનો લોપ થાય. [ આંખો ઉઘાડી ને જરાક ભાર દઇ ] અરુંધતી! તપથી ભુવનત્રયને ધારનાર સપ્તર્ષિ બધા પ્રગટે તોજ આપણો જયવારો છે. [ આંખો મીંચી ડોકુ નીચું નાખે છે. ]

**વસિષ્ઠ** [ ધીમેથી ]

ભગવાન્! પણ સાતમા ઋષિ નથી પ્રગટતા એનું કારણ શું?

**ક્રતુ** [ અધીરાઇથી ]

કારણ! કારણ! તમારી નિર્માલ્યતા. જ્યારે ઋષિઓમાં પહેલાંનાં જેવું તપોબલ આવશે ત્યારે સપ્તર્ષિમંડલ પુરું થશે. [ આકાશ તરફ જોઇ ] મઘવા! એ દિવસ ક્યારે આવશે?

**મેધાતિથિ**

ભગવાન્! આવશે; નહીં તો મરીચિ ને અંગિરા દોઢસો દોઢસો વર્ષ સુધી જીવે કેમ?

---

૧૪ આકાશ ને પૃથ્વી.
૧૫ અગ્નિ પ્રગટાવ્યો.

ક્રતુ [ નિરાશાથી ]

તું તો ઘણો શ્રદ્ધાળુ છે. જ્યારે આ વાત સાંભરે છે ત્યારે મારા અંતરમાં આગ ઉઠે છે. તમે બધા લઢો છો, આશ્રમો સ્થાપો છો, ધાન્ય–પશુનો સંગ્રહ કરો છો–ને ગર્વ માનો છો. પણ તમારા પૂર્વજોએ તો વરુણનાં વ્રત૧૬ પાળ્યાં ને વિશ્વનિયમોનાં દર્શન કર્યાં. તેમને તપોબલે તમે ટક્યા છો. ભૃગુએ હવ્યવાહનને૧૭ પૃથ્વી પર આણ્યો. કશ્યપે પિતૃભક્તિ પ્રગટાવી. મરીચિએ સત્ય સ્થાપ્યું, અત્રિએ તપની સિદ્ધિ આણી. અને અંગિરાએ વાગ્દેવી પ્રસન્ન કરી મંત્રદર્શન કર્યું. આ બધાં શાશ્વત છે. તેને બળે તમે વૃત્ર૧૮ના દ્વેષમાંથી બચ્યા છો. પણ જો બધા સપ્તર્ષિઓ નહી પ્રગટે તો તપ ધોવાઈ જવાનું–ને ક્રોધી વૃત્રનો વિજય થશે, [ માથું છાતી પર નાંખી ] ને તમારું નામ કે નીશાન રહેવાનું નથી.

વસિષ્ઠ [ હસીને ]

ભગવાન્! આર્યોનું તપોબલ હજી નથી પરવાર્યું; શું કામ ઉદ્વેગ કરો છો?

ક્રતુ [ ડોળા કાઢીને ]

મૈત્રાવરુણ! તું મને તપોબલની વાત કરે છે? [ તિરસ્કારથી ] તારા જેવાઓએ જ્યારથી તપ શીખવવા માંડયું છે ત્યારથી તો આ નિર્માલ્યતા શરુ થઇ છે.

વસિષ્ઠ [ નમ્રતાથી ]

ભગવાન્! મને જે આવડે છે તે હું શીખવું છું.

ક્રતુ [ અધીરાઇથી ]

ત્યારે ફરીથી શીખ. જેથી આર્યોનું જીવન શાંત ને સ્થિર થાય નહીં તે તપ કેમ કહેવાય?

વસિષ્ઠ [ ગર્વથી ]

મે શીખવેલું તપ શાંતિ ને સ્થિરતા બંને આપે છે— પણ શક્તિની, વિજયની, ઉલ્લાસની શાંતિ ને સ્થિરતા. અને એ શક્તિ વરુણના શાશ્વત વ્રત૧૯ના પાલન પર રચાઇ છે.

ક્રતુ [ આક્રંદ કરીને ]

છોકરા! છોકરા! ઉછાંછળો થા મા. વરુણનાં વ્રત પારખવાં રમત નથી. જ્યાં સુધી ખરું તપ તું સમજ્યો નથી ત્યાં સુધી એ કેમ પરખાય?

વસિષ્ઠ [ હાથ જોડી ]

હું સમજવા પ્રયત્ન કરું છું.

ક્રતુ

વિશ્વેદેવા તારું કલ્યાણ કરે. મેધાતિથિ! તને ને તારા કુલને મારો આશીર્વાદ. [ પોતાના શિષ્યને ] ગૌતમ! હવે ચાલો! સવિતા તપવા માંડયો છે.

મેધાતિથિ [ ઉભા થઇને ]

ભગવાન્! અનુગ્રહ કર્યો. પાછા આવતાં પધારજો ને મારો અતિથિયજ્ઞ સંપૂર્ણ થવા દેજો. [ બધા ઉઠે છે, ને ક્રતુના શિષ્યો તેની પાલખી ઉંચકે છે. ]

ક્રતુ

જોઇશ, બનશે તો. [ શિષ્યો પાલખી ઉંચકીને જાય છે. મેધાતિથિના શિષ્યો વીખરાય છે. ]

---

૧૬ વ્રત—નિયમો, શાસન.
૧૭ અગ્નિ.
૧૮ દેવોનો દ્વેષી અહિ.
૧૯ વિશ્વનિયમ.

**મેધાતિથિ**

મૈત્રાવરુણ! તું તો આવશેને?

**વસિષ્ઠ**

ના મહર્ષિવર્ય! હું તો માત્ર મેધાતિથીની ખબર પુછવા આવ્યો હતો એટલે હું થોડી વારમાં જઇશ. [અરુંધતી જરાક શરમાઇને હસે છે.]

**મેધાતિથિ** [હસીને]

ચાલો! ત્યારે હું જાઉં. વારુણિ! મારી આશિષ. કોઇ કોઇ દહાડો આવતો રહેજે.

**વસિષ્ઠ** [હસીને]

જરુર! [મેધાતિથિ ને તેના શિષ્યો જાય છે.]

---

## અંક બીજો

[સમય ને સ્થલ તેજ. અરુંધતી એક પથ્થર પર બેસે છે. વસિષ્ઠ સામે એક જમીનની બહાર નીકળેલા ઝાડના મૂલ પર બેસે છે.]

**અરુંધતી**

[હસીને વસિષ્ઠની સામે જોઇ રહે છે] કેમ છે? તપ વધે છે કે?

**વસિષ્ઠ**

હા! પણ ભગવાન્ ક્રતુને મારું તપ રુચતું નથી આવતું. [હસીને] તને આવે છે કે?

**અરુંધતી**

મૈત્રાવરુણ! તમારા જેવા મહર્ષિને હું શું કહી શકું?

**વસિષ્ઠ** [ગંભીર થઇને]

અરુંધતી! તારા શીવાય બીજું કોણ કહેશે? તારા શીવાય મને બીજા કોઇની પરવા નથી.

**અરુંધતી**

હું જાણું છું વસિષ્ઠ!

**વસિષ્ઠ** [ખેદથી]

—અને છતાં તને મારી પરવા નથી?

**અરુંધતી** [હસીને]

એવુ કહે છે? તને જોઇ હુ રાચુ છું, તારી કીર્તિ સાંભળી સંતોષ પામુ છું.

**વસિષ્ઠ**

તેમાં શું? અરુંધતી! કુલપતિની પત્નીની વાટ જોતાં મારા શિષ્યો થાકી ગયા છે—ને મારી ધેનુઓ વીલી બની છે.

**અરુંધતી** [ડોકુ ધુણાવી]

વસિષ્ઠ! એ પદ મારાથી કેમ લેવાય?

**વસિષ્ઠ**

[પોતાના હાથમાં બીજો હાથ મુકી અરુંધતીને એકાગ્રતાથી જુએ છે] શા માટે નહીં? અરુંધતી! તું ને હું કૈં જુદાં છીએ? સરસ્વતીને તીરે ભગવાન્ પુલસ્ત્યના આશ્રમમાં આપણે સાથે રમ્યાં; કુદ્યાં, હસ્યાં; સાથે દર્ભ વીણ્યા ને સાથે ઇંધન આણ્યાં; હાથમાં હાથ રાખી આપણે દોડયાં ને પગમાં પગ ભેરવી પડયાં; આજે તારાથી કોઇ સ્ત્રી મને પ્રિય નથી, ને તારી નજરમાં મારાથી કોઇ પુરુષ ચઢીઆતો નથી.

અરુંધતી! શા સારુ મારો આશ્રમ પાવન નથી કરતી?

**અરુંધતી**

વસિષ્ઠ! પણ પાણિગ્રહણથી શું વધારે છે? તું તપોધન છે, ને હું તાપસી છું. આપણે વળી દેહના ધર્મ શા? આપણને ગૃહજીવન શોભે?

**વસિષ્ઠ** [ હોઠ પીસીને ]

શા સારુ નહીં? આખા સમસિંધુમાં તારી જોડ નથી, ને બધા આર્યોમાં મારું સ્થાન નમાલું નથી. તારાં નયનો મને જોઇ નાચે છે; ને મારું હૈયું તને જોઇ ઘેલું થાય છે. તારા ગાંડા વિચારો છોડી દે તો આજે તારી ને મારી રગો એકતાલે નાચે. [ અરુંધતી ડોકું ધુણાવે છે ] અરુંધતી! ફરી વિચાર કર. આમ જીવન જુદાં શા માટે વહેવડાવવાં? હજારોમાં આવી સ્ત્રી નથી હોતી, ને હજારોમાં આવો નર નથી હોતો; અને હોય છે તો એ મળતાં નથી; મળે છે તો હૈયાં એક બીજાને જોઇ હરખાતાં નથી; ને હરખાય છે તો અંતરાયો તેમને જુદાં રાખે છે. યુગોમાં નથી બનતું તે આજે બન્યું છે. સમોવડીઆં સ્ત્રીપુરુષ એક થવા તલસે છે; ને થઇ શકે એમ છે, માત્ર તારી જીદ વચ્ચે આડી આવે છે—

**અરુંધતી**

વસિષ્ઠ! બહુ થયું. તમારી જીભે તો વાચા વસે છે. મારે નથી પીગળવું. આટલા વર્ષનું કર્યુંકારવ્યું ધુળમાં નથી મેળવવું.

**વસિષ્ઠ** [ કરગરીને ]

અરુંધતી! આમ શું કામ કરે છે? જો, જે સુખ આપણને સહવાસમાં મળશે તે આમ એકલતામાં નથી મળવાનું.

**અરુંધતી** [ દુઃખથી ]

વસિષ્ઠ! હું જાણું છું. પણ હું બીજી સ્ત્રીઓ જેવી નથી. હાથે ચઢેલું હેમ પણ મારાથી સચવાતું નથી. હું ગાંડી છું.

**વસિષ્ઠ**

[ હાથ પર હાથ ઠોકી ] પણ કારણ શું?

**અરુંધતી** [ ખિન્ન મુખે ]

કહું? પહેલું તો એ કે આપણા તપનો ભંગ થાય.

**વસિષ્ઠ** [ ચકિત થઇને ]

કેવી રીતે?

**અરુંધતી**

તપોનિધિ! દંપતીવિલાસ આપણને શોભે? આપણને તે દેહના, સંસારના લહાવા પરવડે?

**વસિષ્ઠ** [ ઉંચી ડોક કરી ]

કેમ નહીં? શું આપણે માનવ નથી? શું આપણામાં શક્તિ નથી? વરુણનાં વ્રત દેહને ડામવાથી પળાતાં હોય તો દેવે દેહ દીધો શા માટે?

**અરુંધતી** [ કંટાળી ]

વારુણિ! આ શું બોલો છો? ક્ષુદ્ર વાસનાના ભોગ થવામાં વરુણનાં વ્રત પળાય?

**વસિષ્ઠ** [ જુસ્સાથી ]

એમાં ક્ષુદ્ર વાસના ક્યાંથી આવી? હા. આપણે એકબીજાને અયોગ્ય હોઇએ, આપણને એક બીજા તરફ અણગમો હોય, કુલધર્મ કે જાતિધર્મ આડે આવતો હોય તો મારી ઇચ્છા ક્ષુદ્ર મનાય; પણ આપણા જેવી ઉત્કૃષ્ટ માનવતા સંસારનો ભાર નહીં વહે તો ભાવિ આર્યોનું થશે શું?

**અરુંધતી** [ખેદથી]

વસિષ્ઠ! તમે તપોનિધિ થઇ આટલું સમજતા નથી? સંયમમાં તપ રહ્યું છે કે સંતોષમાં? તમે છેક સામાન્ય માણસની માફક બોલો છો.

**વસિષ્ઠ** [દૃઢતાથી]

ના, હું વગરવિચાર્યું નથી બોલતો. મારો સયમ જરા ડગ્યો નથી. જો માત્ર વિલાસને લોભે, માત્ર તારા રૂપને લોભે, તારા સહવાસને લોભે હું આ યાચના કરતો હોઉં તો સંયમહીણો કહેવાઉં ને તપથી ભ્રષ્ટ થએલો ગણાઉં; પણ મને તારા રૂપ કે શરીરની પરવા નથી. તું રૂપ ખોશે તો હું તને વધારે પુજીશ. તું અપંગ થશે તો હું ખાંધે લઇ ફરીશ. ને તું વિદેહ થશે તો તારી ભસ્મે મારા અગને વિભૂષિત થએલું માનીશ. મને બીજું કે નથી જોઇતું–તુંજ જોઇએ છે.

**અરુંધતી** [હસીને]

વારુણિ! સપ્તસિંધુમાં અનેક આર્યાઓ વસિષ્ઠની પત્ની થવા તલસે છે.

**વસિષ્ઠ** [કચવાઇને]

તેમાં હું શું કરું? મારી અપૂર્ણ માનવતા પુરી કરવા કોઇ સરજાઇ નથી. મેધાતિથી વિના કોઇ મારું અડધું અંગ આખું કરે એમ નથી.

**અરુંધતી** [નીસાસો નાંખીને]

તમે મન ચળે એવી વાતો કરો છો, પણ હું ચળું એમ નથી.

**વસિષ્ઠ**

અરુંધતી! તું માને છે કે તું દૃઢ છે–પણ ખરું જોતાં તો વર્ષો થયાં તને લાગે છે કે આપણે બે એકજ અંગનાં અડધીઆં છીએ. પણ તારા મગજમાં ખોટો ભ્રમ ઉભો થયો છે.

**અરુંધતી** [ડોકું ધુણાવી]

ના, મારા મગજમાં બધું સ્પષ્ટ દેખાય છે. દેહના ધર્મ ત્યાગેજ તપનું બળ વધે છે, અને તપની પરમ સિદ્ધિ માટે મેં જીવન અર્પણ કર્યું છે.

**વસિષ્ઠ**

અને મારા જીવનનું પણ બીજું ધ્યેય નથી. પણ તું તપ શું છે તે સમજતી નથી. [તિરસ્કારથી] ભગવાન્ ક્રતુ ન સમજી શકે તો તારો શું વાંક? અરુંધતી! દેહનાં વ્રત પણ વરુણનાં છે. તેની અવગણના કર્યે તપની સિદ્ધિ ન થાય. આનું નામ તપ? આપણને એકલાં રાખી નિર્બલ કરે, આપણા સ્વભાવની સમૃદ્ધિ લુંટી લે, ને આપણો વિકાસ અટકાવે તેનું નામ તપ? આપણા ઉછળતા અંતરના ભાવો કચરી નાંખે તે તપ? [કરગરીને] અરુંધતી! અરુંધતી! જે સ્ત્રી દેવોએ મારું અર્ધાંગ થવા સરજી, મારાં છોકરાંની માતા થવા સરજી તેને દૂર રાખવામાં તપ સમાયું? સબલ ને સંસ્કારી આર્યો નીપજતા અટકાવવામાંજ જો તપ આવી જતું હોય તો પછી એ તપ શું કામનું? [તિરસ્કારથી] આપણામાં આવું તપ વધી પડયું છે તેમાંજ સાતમા બ્રહ્મર્ષિ નથી પ્રગટતાને!

**અરુંધતી** [કાને હાથ દઇ]

અરરર! તમે શું બોલો છો? જે તપ સ્વચ્છંદ ને સરલ બનાવે તે તપ કેમ કહેવાય?

**વસિષ્ઠ**

મારું તપ સ્વચ્છંદી છેજ નહીં. સખત સંયમ ને નિશ્ચલ ઋજુતા મેં કદી છોડયાં નથી.

ચંચલ વૃત્તિને આધીન થઇ મેં માનવતા કદી સરી જવા દીધી નથી. દરેક પ્રસંગે મારા પિતાને ખોળે ચઢી તેની આજ્ઞા પ્રમાણે મેં જીવનક્રમ રચ્યો છે. અને સતત તપશ્ચર્યાથી પ્રગટેલું પ્રાબલ્ય પોકારીને કહે છે કે હું અપૂર્ણ છું-તું મારું અર્ધાંગ છે-અને આપણે એ એક થઇએ તેમાંજ ઋજુતા સમાઇ છે.

**અરુંધતી**

વસિષ્ઠ! વસિષ્ઠ! વાસનાવિહીન ને સંયમી બ્રહ્મચર્યમાં જે તપ સધાય તે કદી ગૃહજીવનમાં બને? તપની સિદ્ધિ તો એકલી ને સ્વસ્થ દશામાંજ થાય. તમે સીધું જોઇ શકતા નથી.

**વસિષ્ઠ**

હુંજ જોઇ શકું છું. જો એકલતામાં સિદ્ધિ હોય તો બે જાતિ નીર્મી શા સારુ? અરુંધતી! પુરુષ ને સ્ત્રી એકલાં સદાય અધુરાં છે—સમયની સરિતમાં એકબીજાનાં અર્ધાંગ શોધતાં તણાય છે. ઘણીવાર આ શોધ નિષ્ફલ નીવડે છે. કોઇક વાર એકમેક માટે સર્જાએલાં અર્ધાંગો મળે છે-અંગ આખું થાય છે-ને વિભક્ત આત્મા અવિભક્ત સ્વરૂપે પ્રગટે છે. ત્યારેજ તપશ્ચર્યા સંપૂર્ણ થાય છે.

**અરુંધતી** [ ડોકું ધુણાવી ]

બે જણે એક તપશ્ચર્યા આદરી હોય એવું સાંભળ્યું છે?

**વસિષ્ઠ** [ ચમકતી આંખે ]

તેમાંજ ભગવાન્ ક્રતુને આર્યોના ઉચ્છેદનાં સ્વપ્નાં આવે છેને! આપણે પણ આટલી તપશ્ચર્યા કરી છે છતાં આપણા સંયુક્ત બળથી એક આત્માની સિદ્ધિ કરી શકતાં નથી.

**અરુંધતી**

મૈત્રાવરુણ! તમારું એજ માનવું ખોટું છે. હું પરણું એટલે મારાપણું મટી જાય-મારો તમારામાં લોપ થઇ જાય. ભગવતી સંભૂતિ ને ભગવતી અનસૂયાની માફક તમારો આશ્રમ શોભાવવામાં, તમારી પ્રજા પાળવામાં, તમારી સેવા કરવામાં મારી તપશ્ચર્યા પુરીજ થઇ જાય.

**વસિષ્ઠ** [ સખ્તાઇથી ]

આશ્રમ ઉજળો કરવામાં, પ્રજા પાળવામાં, કે પતિનાં ચરણ સેવવામાં કોઇના તપનો વિકાસ અટક્યો છે? સંરક્ષવામાં જે મહત્તા છે તે સરજવામાં પણ નથી.

**અરુંધતી** [ કરગરીને ]

ક્ષમા કરો! મને સ્વાર્થી કહો, મહત્ત્વાકાંક્ષી કહો પણ પરણ્યે મારા તપની સિદ્ધિ થાય એમ નથી.

**વસિષ્ઠ**

પણ હું તારી મહત્ત્વાકાંક્ષા ક્યાં રોકું છું-હું તો વધારવા માગું છું. એકલાંએકલાં તપ તો બધાં કરે, પણ આપણા જેવાંજ બે જણ એક તપ આદરી શકે.

**અરુંધતી** [ મ્લાન વદને હસીને ]

હું જે સિદ્ધિ માટે મથું છું તે બે જણથી સામટી મેળવાય એમ નથી.

**વસિષ્ઠ**

એવું શું છે?

**અરુંધતી**

કહું? [ જરા થોભીને ] તમને દુઃખ તો નહીં થાય?

વસિષ્ઠ

તારુ વેણ દુઃખદાયક હશે તોએ સાંભળવું ગમશે.

અરુંધતી [ ધીમેથી ]

ભગવાન્ ક્રતુએ કહ્યું તે સાંભળ્યું ? સપ્તર્ષિ-મંડલમાં મારે માતમા ઋષિનું પદ લેવું છે.

વસિષ્ઠ [ ચમકીને ]

હેં!

અરુંધતી

હા. વસિષ્ઠ! હું મંત્રદર્શન કરું છું. મેં તપશ્ચર્યા આદરી છે. મારા અંતરમાં શ્રદ્ધા પ્રગટી છે. બ્રહ્મર્ષિઓને દુઃસાધ્ય એવું એ પદ મારે મેળવવું છે.

વસિષ્ઠ [ નીસાસો નાખીને ]

અરુંધતી ! તું શું બોલે છે?

અરુંધતી

[ વસિષ્ઠના પગ પર હાથ મુકી ] એ ધ્યેય માટેજ હું જીવું છું વારુણિ! આમ નીસાસો શા માટે નાંખે છે? તું પણ એજ ધ્યેય લઇ બેઠો છે તેમાં?

વસિષ્ઠ

[ ફરીથી નીસાસો નાંખી ] અરુંધતી! હું શું કહું ? હું આજે આવ્યો ત્યારે એવા વિચારે આવ્યો હતો કે જો તું મને વરે તો આપણા બંનેના તપોબલે એ પદ મને મળે; પણ હવે— [ છાતી પર ડોકું નાંખે છે. ]

અરુંધતી

હવે શું?

વસિષ્ઠ

હવે શું ? મારી આશા ધુળમાં મળી. એક પદ બે જણ કેમ લે? ને એકને મળે તો બીજાને ઉણપ લાગ્યા વિના રહે નહીં.

અરુંધતી

પણ એ પદને માટે જે કરીએ તે ઓછું.

વસિષ્ઠ

[ એકદમ ઉભો થઇ જઇ ] અરુંધતી! એક રસ્તો છે. સપ્તર્ષિપદ કરતાં આપણો સહવાસ મને વહાલો છે. ચાલ આપણે બંને એ પદનો લોભ છોડી એક થઇ જઇએ.

અરુંધતી

[ ઉભી થઇ જોઇ રહે છે. ધીમેથી ] એટલે હું તપોભ્રષ્ટ થાઉં ને કરું? ના. એ કેમ થાય? એના કરતાં આપણું જે થાય તે ખરું.

વસિષ્ઠ

અરુંધતી! જો, મારાં ને તારાં હૈયાં તલસે છે. આર્યોના પ્રતાપી સંસ્કારો આપણી રગોમાં છે. અસુર વરુણ ને દેવી સરસ્વતી બંને આપણા પર પ્રસન્ન છે. જે છએ બ્રહ્મર્ષિઓ ન કરી શકયા તે આપણે કરીશું. આર્યોને વિજય-ને પંથે લઇ જઇશું.

અરુંધતી

વસિષ્ઠ! વસિષ્ઠ! સપ્તર્ષિપદની અવગણના નહીં કરો. એ પદ એક જણને મળવા દ્યો. પછી ઠીક લાગશે તો આપણે પરણીશું.

વસિષ્ઠ [ માથું ધુણાવી ]

એ કેમ બને? આપણા બેમાંના એક જણને એ પદ મળે કે આપણા બે વચ્ચે એક આત્મા રહેજ નહીં. પછી પરણેલું શા કામનું?

અરુંધતી

પણ તમે એ પદની ઇચ્છા રાખતા હતા ને મને પરણવાનું પણ કહેતા હતા તેનું કેમ?

વસિષ્ઠ

ત્યારે મને ખબર નહોતી કે આ પદને માટે આપણે બેએ મથીએ છીએ. હવે તે પણ નહીં બને–ને [દૃઢતાથી] હવે—

અરુંધતી

શું?

વસિષ્ઠ

જે પદ તને જોઇએ છે તે માટે હું પ્રયત્ન પણ નથી કરવાનો.

અરુંધતી

ના ના. એમ શું?

વસિષ્ઠ [નીસાસો નાંખી]

ના. હું હવે જાઉં?

અરુંધતી

કેમ એકદમ? સાંજે જજોની.

વસિષ્ઠ [ખિન્નતાથી]

ના. મારા તપોબલની ખરી કસોટી હવે છે. અરુંધતી! તારા તપની તને સિદ્ધિ મળો!

અરુંધતી

વારુણિ! વારુણિ! બહુ દુઃખ થાય છે?

વસિષ્ઠ

[ભીની આંખે દૂર જોઇને] મને મારે માટે દુઃખ નથી થતું.

અરુંધતી

ત્યારે?

વસિષ્ઠ [દૂર જોઇને]

મને પેલાં પ્રતાપી બાલવસિષ્ઠો ને મોહક બાલઅરુંધતીઓનાં આક્રંદ સંભળાય છે. એમને અવતરતાં પહેલાં કેટલો વખત વાટ જોવી પડશે? [વસિષ્ઠ આડું જોઇ દોડી જાય છે.]

અરુંધતી

[વગરબોલ્યે જોઇ રહે છે ને આંસુ લુછે છે.] દેવી! સરસ્વતી! આર્યોમાં અપૂર્વ એવા મૈત્રાવરુણને મેં ગરદન માર્યો. [ફરીને] પણ મારું ધ્યેય—આર્યોનો ઉત્કર્ષ—મારાથી કેમ વીસરાય. દેવી—ઓ મઘવા—ઓ હવ્યવાહન!–

[તેનો ઘાટો રડવા જેવો થાય છે તે હાથમાં મોઢું ઢાંકે છે ને પડદો પડે છે.]



## વિષ્કંભક

[સમયઃ બીજા દિવસનો સંધ્યાસમય. સરસ્વતીના જલમાં વસિષ્ઠ ઉભાઉભા અંજલિ આપે છે.]

વસિષ્ઠ

[આકાશ તરફ જોઇને] અસુર વરુણ! જ્યોતિષ્પતિ! પિતા! હું વસિષ્ઠ–પુત્ર તારો–પતિતપાવની આ સરસ્વતીના શુદ્ધ જલમાં ઉભોઉભો તને નિમંત્રું છું.

ધૃતવ્રત! હું તને બોલાવું છું. જેમ વત્સ ધેનુ તરફ ખેંચાય તેમ મારું અંતર તારા તરફ ખેંચાય છે. ધૃતવ્રત! મારી બુદ્ધિને પ્રેર, મારા બાહુમાં બળ આપ, અચલ સંકલ્પ કરવા શક્તિ મને દે!

રાજા વરુણ! તીવ્ર સોમે મેં તને રીઝવ્યો છે. ઋત ને સત્ય મેં આચર્યાં છે. તારાં વ્રત મેં સદાએ પાળ્યાં છે. સ્તોત્ર ને નમસ્કાર, યજ્ઞ ને હવિથી મેં તને પ્રસન્ન કર્યો છે. પરમ તપ

હું તપ્યો છું પિતા! બાલપણથી. ને તારી પ્રેરણા વિના ઉચ્ચાર મેં કીધો નથી એક પણ શબ્દનો. દ્યાવાપૃથિવીના રાજ! તું પંખીનો પથ જાણનાર છે—તું સમુદ્રની નાવોનો નીરખનાર છે. આદિત્યોમાં તુંજ વાયુના વિશાળ ને ઉચ્ચ માર્ગનો માહીતગાર છે. અપાદ સૂર્યને તેં ચાલતો કર્યો છે. સર્વ-શક્તિમાન્! તું મારાથી હવે વિમુખ થશે? [આક્રંદ કરી] સહસ્રાક્ષ! તેં મારા અંતરમાં વસીને કહ્યું કે હું ને અરુંધતી એક છીએ. દેવ! હું એના વિના જીવતો નથી—એના વિના તપ સાધી શકતો નથી. એના વિના તારાં ગુણગાન કરી શકતો નથી. પિતા! તેં શીખવ્યું કે હું ને એ ભિન્ન નથી. તેં એક આત્માનાં બે અંગોને કાલસરિતામાં તરતાં મુકયાં. તારા વ્રતના પાલનાર્થે તેં એ અંગોને સાથે આણ્યાં. હવે અમારા એક આત્માનું દર્શન કરાવ. ધીપતિ! એ દર્શન વિના હું દુઃખી છું.

પિતા વરુણ! હું, મારી શક્તિ, મારુ તપ એ મારાં નથી; એ બધાં એ આત્માનાં છે. તે આત્મા બે શરીરમાં રહે છે. તે જ્યોતિ એને જીવાડે છે. તે જ્વાલ એનાં તપોબલ જ્વલંત રાખે છે. વ્રતસ્થાપક સમ્રાટ્! હવે આવજે તેજ આત્માને ઉદ્ધારવા. હવે પ્રેરજે તેજ આત્માના ઉત્સાહને. હવે સ્વીકારજે એજ આત્માની અંજલિ. વસિષ્ઠ ને અરુંધતી જુદાં નથી, એક છે.

આદિત્ય! પિતા! હું વસિષ્ઠ—તારો પુત્ર—પુલસ્ત્ય ને મેધાતિથિનો શિષ્ય-હું તપોનિધિ, મારા તપના બળથી સંકલ્પ કરું છું કે તેં સરજેલા એ આત્માને હું એક ને અભેદ્ય રાખીશ.

[વસિષ્ઠ અંજલિ આપે છે ને મસ્તક નમાવે છે. રાત પડે છે. તારલાઓથી દીપતી આકાશની ભવ્યતાની છાયા તેના પર પડે છે.]



# અંક ત્રીજો

[સમયઃ એક વર્ષ પછીની સાંજ. સ્થલ સરસ્વતીને તીરે વસિષ્ઠ વારુણિનો આશ્રમ. એક પર્ણકુટી આગળ દર્ભાસન પર વસિષ્ઠ અનિમેષ દૃષ્ટિએ બેઠેલા છે. તેની આંખો સામે વહેતી સરસ્વતીના જલ પર ઠરી રહી છે. તેના પ્રતાપી વદન પર મ્લાનિ અને ઉત્સાહ બને છે. એક શિષ્ય માનથી આવી હાથ જોડી ઉભો રહે છે.]

**વસિષ્ઠ**

[એકદમ ચમકીને ઉંચું જોઇ] કેમ? બધી ગાયો પાછી આવી?

**શિષ્ય**

હા. તપોનિધિ! મુનિ શ્વેતકર્ણ આ તરફ આવતા હતા.

**વસિષ્ઠ**

[જરા વિચાર કરી] સિંધુતટ પર જેનો આશ્રમ છે તે? ચાલો હું પણ એનાં દર્શન કરી પાવન થઇશ. ભાઇ! સાયંસંધ્યા પહેલાં સોમ તૈયાર કરજે.

**શિષ્ય** [ચિંતાથી]

કેમ ગુરુદેવ! કૈં છે?

**વસિષ્ઠ** [જરાક ખિન્નતાથી]

કૈં નહીં. પણ આજે મારા અંતરમાં અશાંતિ પ્રગટી છે. એવું લાગે છે કે આજે મારા તપની કસોટી થવાની છે.

[જટાધારી મુનિ શ્વેતકર્ણ ઉતાવળે પગે આવે છે. તે આધેડ વયના છે ને તેના હાથમાં દંડકમડલ છે.]

શ્વેતકર્ણ [વસિષ્ઠને]

વસિષ્ઠ મૈત્રાવરુણ ક્યાં મળશે?

વસિષ્ઠ

[ઉભા થઇ આવકાર આપી] મુનિ! પધારો. [દર્ભાસન આપે છે] બેસો.

શ્વેતકર્ણ [દંડ ઠોકીને]

પણ મહર્ષિ ક્યાં છે?

વસિષ્ઠ [નમ્રતાથી]

કોણ વસિષ્ઠ? હુંજ તે મૈત્રાવરુણ.

શ્વેતકર્ણ [ચમકીને]

તમે? [હસે છે] તમે તો બાલક છો.

વસિષ્ઠ [હસીને]

છેક નથી.

શ્વેતકર્ણ

[અચંબામાં જોયા કરે છે] હું સિંધુતટથી સંગમતીર્થે સ્નાન કરવા આવ્યો હતો. ત્યાંથી તમારી ખ્યાતિ સાંભળી અહીંઆં આવ્યો. મને લાગ્યું તમારા જેવા મહર્ષિ ને મંત્રદ્રષ્ટા તો વૃદ્ધ હશે.

વસિષ્ઠ [હાથ જોડી]

વરુણની કૃપા માત્ર વયોવૃદ્ધ પરજ હોતી નથી.

શ્વેતકર્ણ

પણ તમે જરા વિચિત્ર છો. લોકવાયકા કહે છે કે તમે તપોબલથી તમારી ને મૈધાતિથી વચ્ચે એક આત્મા સરજ્યો છે. ખરી વાત? એવું કોઇ દિવસ કોઇએ સાંભળ્યું છે? અમને વૃદ્ધોને તો આવી વસ્તુઓ ઘણી હાનિકારક લાગે છે.

વસિષ્ઠ [શાંતિથી]

અજાણી વસ્તુ હાનિકારક દેખાય. પણ એ આત્મા મેં સરજ્યો નથી. વરુણે જ્યારે અમને બંનેને સરજ્યાં ત્યારનો એ સરજ્યો છે. મેં તો માત્ર તેનું દર્શનજ કર્યું.

શ્વેતકર્ણ [ઘાંટો પાડીને]

પણ--પણ એમ છે તો પરણોની! આમ તો છોકરાછોકરીઓના ભવ બગાડશો. તમારા જેવા મહર્ષિને એ શોભે?

વસિષ્ઠ

એમાં ભવ કેમ બગડે? સત્યના દર્શનથી કદી કૈં બગડયું છે? ઉલટાં તે પોતાના આત્માનું દર્શન કરશે.

શ્વેતકર્ણ [અધીરાઇથી]

પણ એક આત્મા છે તો પરણતા શા સારુ નથી?

વસિષ્ઠ [ખિન્નતાથી]

મુનિવર્ય! એક આત્માના વિભાગો ભેગા મેળવવા માટે કેટલું તપોબલ જોઇએ તે ખબર છે? અમારું એટલું તપોબલ નથી. મૈધાતિથીને બ્રહ્મચર્ય ને શુષ્ક ઇંદ્રિયનિગ્રહમાં શ્રદ્ધા છે; પતિ સેવવામાં ને પ્રજા પાળવામાં અધોગતિ દેખાય છે. એટલે અમે કેમ પરણી શકીએ?

શ્વેતકર્ણ [માથું ખજવાળી]

ત્યારે એક આત્મા કેમ કહો છો?

વસિષ્ઠ

એક છે તેથી. તેણે ને મેં વાસના જીતી છે. એટલે દેહ, આચાર કે વિચારનો વિરોધ

નડતો નથી. ઘણી વખત એક દેહીનાં બે અંગો વચ્ચે વિરોધ નથી હોતો?—એક માણસની બે વૃત્તિ વચ્ચે વિરોધ નથી હોતો? તેમજ આ.

શ્વેતકર્ણ

પણ મૈધાતિથીને હું મળ્યો. તેને તમારા આ આત્મામાં શ્રદ્ધા નથી.

વસિષ્ઠ [હસીને]

એટલું મારું તપોબલ ઓછું. તેની આંખો આગળથી જુદાઇનો ભ્રમ ગયો નથી.

શ્વેતકર્ણ [માથું હલાવી]

મહર્ષિ! આ ભ્રમ તો તમારો લાગે છે.

વસિષ્ઠ

એમ? તમે શા પરથી ધાર્યું કે અમારે પરણવું જોઇએ, ને અમે એકબીજાને પરણવા લાયક છીએ? તમે મૈધાતિથી પાસે કેમ ગયા? ને પાછા અહીંઆં કેમ આવ્યા? ઋષિરાજ! એ અમારો આત્મા તમને પણ દેખાયો તેમાં. અમે ભલે જુદું તપ આચરીએ ને જુદાં વસીએ; અમારો આત્મા એક છે ને એક રહેશે.

શ્વેતકર્ણ

મને એ કૈં સમજાતું નથી—

વસિષ્ઠ [હસીને]

કારણકે તમારા આત્માનું અર્ધાંગ હજુ તમારી દૃષ્ટિએ ચઢયું નથી—

[પાછળ કકલાણ સંભળાય છે ને બેત્રણ શિષ્યો દોડતા આવે છે. પાછળ થોડાં માણસો દોડતાં આવે છે. ભગવાન્ ક્રતુની પાલખી પણ આવતી જણાય છે. પાછળ કેટલાંક સ્ત્રીપુરુષો આવે છે.]

શિષ્ય

ભગવાન્ મૈત્રાવરુણનો જય! ભગવાન્ વારુણિનો જય!

વસિષ્ઠ

શું છે?

શિષ્ય

ભગવાન્ ક્રતુ પધારે છે. આપને સપ્તર્ષિપદ મળ્યું! ભગવાન્ મૈત્રાવરુણનો જય. [ચકર ચકર ફરે છે.]

વસિષ્ઠ [સખ્તાઇથી]

શું છે?

શ્વેતકર્ણ

ભગવાન્ વસિષ્ઠનો જય!

વસિષ્ઠ

ભાઇ! જરા શાંત રહો. [તે ઉઠે છે ને ક્રતુની પાલખી પાસે જઇ પ્રણિપાત કરે છે. લોકો ચારે તરફ વીંટાય છે.] ભગવાન્! અનુગ્રહ કર્યો, પધારો. મારા નમસ્કાર સ્વીકારો. [શિષ્યો ક્રતુની પાલખી ભોંય પર મુકે છે.]

ક્રતુ [હસતે મુખે]

મૈત્રાવરુણ! તપોનિધિ! સાતમા બ્રહ્મર્ષિ આખરે અવનિ પર ઉતર્યા ને સપ્તર્ષિમંડલ સંપૂર્ણ થયું. આર્યોનો ભ્રમણયુગ પુરો થયો. આપણી સ્વભૂમિ ને સ્વધર્મનો સનાતન સ્તંભ રોપાયો. અમારાં તપની સિદ્ધિ થઇ.

વસિષ્ઠ

શું થયું?

ક્રતુ

તાત! આજે યજ્ઞકુંડમાંથી જ્વાલા નીકળતાં તારું દર્શન અમને છએને થયું. વત્સ! આજે આર્યોનાં અહોભાગ્ય થયાં. ચાલ! હું તને તેડવા આવ્યો છું. હવે આપણે સપ્તર્ષિસત્ર આરંભીએ.

[વસિષ્ઠ માથે હાથ દઇ નીચું જોઇ રહે છે.]

ક્રતુ

ચાલ! હવે વિલંબ ન કર.

વસિષ્ઠ [ ખેદથી ]

બ્રહ્મર્ષિવર્ય! [ ધીમેથી ] મારાથી એ— [ બધા ચમકીને જોઇ રહે છે. વસિષ્ઠ ઉચું જુએ છે. ] [ હાથ જોડીને ] ભગવાન્! મારે સપ્તર્ષિપદ નથી જોઇતું.

ક્રતુ [ અધીરાઇથી ]

કેમ ગાંડો થયો છે?

વસિષ્ઠ

ના. મારાથી એ પદ નહીં લઇ શકાય. [ બધા એકબીજાની સામે જુવે છે ]

ક્રતુ

અરે ઘેલા! પણ સાતમા સપ્તર્ષિ તારામાં પ્રગટ્યા છે.

વસિષ્ઠ [ આક્રંદ કરીને ]

તો તમને હું પ્રાર્થના કરું છું કે તે ફરી બીજા કોઇમાં પ્રગટો. એ પદને માટે હું યોગ્ય નથી.

ક્રતુ

પણ તારી વાત નથી; આ સત્ર પર તો આખા આર્યજનોનાં કલ્યાણ ને ધર્મ અવલંબે છે. અમે એને માટે અઠ્ઠાણું વર્ષ સુધી વાટ જોઇ બેઠા; અમે કેટલાકે તો મહા-મહેનતે શ્વાસ ને પ્રાણ સંઘરી રાખ્યા ને દેવોની વાટ જોઇ. ધીરજ પણ ખુટી ગઇ, ને જે પદ માટે હજારો મહર્ષિઓ મરી ફીટયા તે સ્વીકારવા તું ના પાડે છે?

વસિષ્ઠ

[ આંખે હાથ દઇ ] હું જાણું છું, જાણું છું. ભગવાન્! મારું હૃદય ચીરાઇ જાય છે. ભગવાન્! દધિચિ ઋષિના અસ્થિની માફક મારાં હાડકાંથી આર્યજનોનું કલ્યાણ જો સધાતું હોય તો તે લઇ જાઓ; પણ મારો આત્મા કેમ બદલું?

ક્રતુ

તારો આત્મા! તાત! આજે તને થયું છે શું?

વસિષ્ઠ

[ ખિન્નતાથી પણ ભાર દઇ ] ભગવાન્! તમારે મારો દેહ નથી જોઇતો, આત્મા જોઇએ છે. તમારે ભુવનત્રયને ધારે એવા આત્માવાળો દેહ જોઇએ છે. તમારે આર્યોની જીવનજ્યોત કાલાંત સુધી ચેતતી રાખે એવા પ્રબલ ને પવિત્ર આત્માના દેહ પાસે સત્ર કરાવવો છે. ભગવાન્! આ દેહમાં મારો આત્મા નથી. મને સપ્તર્ષિપદે બેસાડયાથી મારો આત્મા કામ લાગવાનો નથી.

ક્રતુ

[ આંખો પહોળી કરી ] તારી કલ્પનાએ ઉભા કરેલા નવા આત્માની તું વાત કરે છે?

વસિષ્ઠ [ ગૌરવથી ]

ભગવાન્! એ આત્મા કાલ્પનિક નથી, ખરો છે. મેં એ આત્મા ઉભો નથી કર્યો— માત્ર તેનું પ્રથમ દર્શન કર્યું છે.

ક્રતુ [ ચીઢાઇને ]

પણ તે આત્માને લીધે તું સપ્તર્ષિપદે કેમ નહીં બેસે? મૈધાતિથીને આ પદ જોઇતું હતું તેથી તું નથી લેતો? તેને તે પદ જોઇએ તો તું પરણ. ભગવતી સંભૂતિ આદિનું પદ કૈ ઓછું છે?

વસિષ્ઠ

ના હું કયાં કહું છું? પણ મૈધાતિથી મારી પત્ની છે નહીં; ને એ મારી પત્ની થાય તોએ મને એકને મળેલું પદ અમારા બેને શું કામનું?

**ક્રતુ** [ ગુસ્સે થઇને ]

પણ આ શું ? આવી નાનાં છોકરાં જેવી જીદને લીધે આર્યજનોનું સત્યાનાશ જવા દેશે? તું પણ મૂર્ખ છે, ને પેલી છોકરી પણ મૂર્ખ છે; અને મેધાતિથિ પણ મૂર્ખ છે કે છોકરીને આમ તપસ્વી બનવા દીધી.

**વસિષ્ઠ** [ શાંતિથી ]

હા. આર્યોનાં એ પણ અહોભાગ્ય છે.

**ક્રતુ** [ અકળાઇને ]

શું ?

**વસિષ્ઠ**

નહી તો આ આત્મદર્શન વિના આર્યો રઝળી જાત.

**ક્રતુ** [ ડોળા કાઢી ]

આર્યો રઝળી જાત? વસિષ્ઠ! વસિષ્ઠ! બધા છ ઋષિઓ વાટ જોઇ બેઠા છે, આર્યજનોના નવો યુગ શરૂ થયો છે, અને છતાં તને તારા લોકની, અમારી પ્રાર્થનાની કે દેવોની આજ્ઞાની કોઇની પરવા નથી?

**વસિષ્ઠ** [ નીચુ જોઇ ]

પોતાના આત્માથી વિમુખ બનયે કોઇનો ઉદ્ધાર થયો છે?

**ક્રતુ** [ ગુસ્સામાં ]

દેવોની આજ્ઞા ઓળંગવાનું પરિણામ ખબર છે?

**વસિષ્ઠ** [ ખેદથી ]

મારામાં તપોબળ હશે તો બધું સહન થશે. નહી તો [ આકાશ તરફ જોઇ ] જેવા મારા પિતાએ પેદા કર્યો તેવોજ પાછો લઇ લેશે.

**ક્રતુ** [ દાંત પીસી ]

પણ તું તારી જીદ નહીં છોડે?

**વસિષ્ઠ** [ શાંતિથી ]

હું મારો આત્મા કેમ વીસરું?

**ક્રતુ**

[ સખ્તાઇથી જોઇ રહી ] સપ્તર્ષિનો શાપ લાગશે—

**વસિષ્ઠ** [ માથું નમાવી ]

જેવી ભગવાનની કૃપા.

**ક્રતુ** [ ભયંકર અવાજે ]

પાપાચારી! તું સપ્તર્ષિની પ્રાર્થના તિરસ્કારે છે—દેવોની આજ્ઞા ઉથાપે છે? ગર્વિષ્ઠ! તારા દુરાગ્રહની શિક્ષા તને હું કરું છું. [ ઉંચુ ડોકું કરી ] દુષ્ટ! જા. તારો આશ્રમ બળીને ભસ્મ થશે—તારી સબલ ધેનુઓથી તું વીખુટો થશે—ને દેવોનો દ્વેષી તું—નિરાધાર એકલતામાં અવતાર પુરો કરશે.

**વસિષ્ઠ**

આંખો મીંચીને ધ્રુજે છે ] જેવી આજ્ઞા.

**ક્રતુ**

[ શિષ્યોને ] શિષ્યો! આ પાપસ્થાનમાંથી પાછા ચાલો. [ શિષ્યો પાલખી ઉપાડી ચાલ્યા જાય છે. લોકો 'ભગવાન્ ક્રતુનો જય' બોલતા સાથે જાય છે. વસિષ્ઠના શિષ્યો પણ પર્ણકુટી તરફ દોડતા જાય છે અને ત્યાંથી પોતાના વસ્તુઓ લઇ જતા રહેતા દેખાય છે. વસિષ્ઠ તબીએત વાળી જોયા કરે છે. માત્ર શ્વેતકર્ણ થોડી વાર ઉભો રહે છે. ]

**શ્વેતકર્ણ**

મૈત્રાવરુણ! તું પણ જબરો હીંમતવાળો છે. પણ ભગવાન્ ક્રતુનો શાપ નિષ્ફલ નહીં જાય. ને તારે લીધે આર્યોને દુ:ખ પડયું તો પછી જોઇ લેજે. [ ડોળા કાઢીને ] આર્યોના દ્વેષ્ટાનો પીછો હું નહીં છોડું. ભગવાન્ ક્રતુનો શાપ સફલ કરવાનું હુંજ સાધન બનીશ. [ ડોકો ફેરવે છે. ]

**વસિષ્ઠ** [ તિરસ્કારથી હસીને ]

હું ક્યાં કહું છું કે ભગવાન્ ક્રતુનો શાપ નિષ્ફલ જશે? સીધાવો.

[વસિષ્ઠ નમસ્કાર કરે છે. શ્વેતકર્ણ જાય છે. વસિષ્ઠ થોડીવારે ચારે તરફ જુએ છે]

વસિષ્ઠ [સ્વગત]

બધા ભાગી ગયા. શું માણસો છે. જેમને મેં ખવાડયું, ભણાવ્યા, સબલ બનાવ્યા તે બધા એક પલમાં નાસી ગયા. [મુગો ઉભો રહે છે]—હું એકલો—રઝળતો [માથું ધુણાવે છે] ના. હું એકલો કેમ?... મારો આત્મા બે દેહમાં વસે છે... હું ને અરુંધતી... અરે ભગવાન્! તે જાણશે તો તેનું દીલ દુખાશે. મારા પર પડેલો શાપ સાંભળી તે કાંપશે. અને તેને હું હીંમત પણ નહીં આપી શકું! અરુંધતી! તેં મારું માન્યું હોત–તું મારી ભાર્યા થઇ હોત!

[આકાશ તરફ જોઇ] વરુણરાજ! દ્યાવાપૃથિવીના નાથ! ઋતપેશ! તેને એકલીને દુ:ખી થવા દેતા નહીં. તેના અંતરમાં બલ પ્રેરજો ને હું–હું...એકલો રહીશ. હા. મારા અંતરમાં તપનું બલ અમેય છે. ને સહસ્રાક્ષ! તું મારી સાથે છેને? પિતા! મેઘમંડલનો સ્તૂપ ધારનાર જ્યોતિષ્પતિ! મારા અંતરમાં બલ સ્થાપ. પિતા! પિતા! હું વસિષ્ઠ-તારો ને ઉર્વશીનો પુત્ર તને બોલાવું છું. [થોડી વાર આકાશ તરફ જોઇ રહે છે.]

ઋતપેશ! ધૃતવ્રત! તેં ઋત ને સત્ય સ્થાપ્યાં છે: તેં નિશ્ચલ વ્રતો સ્થાપ્યાં છે. એ મેં કદી તોડયાં નથી. મેં આદરેલું તપ છોડયું નથી. છતાં મને હવે તું છોડશે?

સવિતાના પંથના રચનાર! ઉચ્ચસ્થાયી ઋક્ષના અધિષ્ઠાતા! તારે શરણે છું. મેં તો બધું ખોયું—માત્ર તેં આપ્યો તે મારો અવિભક્ત આત્મા મેં સાચવ્યો છે. દેવ! તેને અવિભક્ત રાખજે.

[ચારે તરફ જોઇ] બધા ગયા... ને તપોનિધિ વસિષ્ઠનો આશ્રમ ઉજ્જડ થઇ ગયો. [છાતી પર માથું મુકી મુગોમુગો ઉભો રહે છે]... ને આખરે, અડગ તપશ્ચર્યા—વરુણના વ્રતનું પાલન— એ બધાનું આ પરિણામ! [નીસાસો નાંખે છે ને એક આંસુ તેની આંખમાંથી પડે છે] પિતા! તારી નિરંતર સેવાનું આ પરિણામ! [ઉંચું જુએ છે] સમ્રાટ્! તું પણ સપ્તર્ષિના શાપથી ગભરાઇ ગયો? [એક ગાય દોડતી આવી, ગભરાએલે ડોળે જતી રહે છે.] ધેનુ! ભૂરિશૃંગા! તું પણ વીસરી ગઇ? [એક ધ્રુસ્કું ખાય છે] બધા વીસરી ગયા? હાસ્તો. જેને વરુણે છોડ્યો તેને કોણ નહીં છોડે? એકલો--એકલો [છાતી ભરાઇ આવે છે]—અરુંધતી! તું પણ વીસરી જશે? તું પણ સપ્તર્ષિના શાપની ધાકે મને વીસારે મુકશે? [આંખે હાથ દે છે ને થો વારે ડોકું ધુણાવે છે] ના–ના–તે કેમ વીસરશે? વસિષ્ઠ! તારું તપ ખુટશે– ને જે આત્મા જોયો તે ખોટો હશે તો તે જરુર વીસરશે. [આક્રંદ કરીને] ના, ના. એ આત્મા ખોટો નથી. એને મે નથી સરજ્યો; શાશ્વત ઋતના સરજનાર વરુણે સરજ્યો છે. નર ને નારીના સરજનાર મારા પિતાએ સરજ્યો છે. [કરગરીને] અને દેવ! એ આત્માનું પ્રથમ દર્શન કરવા માટે આ શિક્ષા! દેવ વરુણ! [આંખે હાથ દઇ રડે છે ને રડતે રાગે બોલે છે] પિતા! પિતા! જો એ આત્માનું દર્શન કરવામાં પાપ હતું તો મને ને અરુંધતીને સરજ્યાં શા માટે?

[વસિષ્ઠ છાતીફાટ રડે છે ને થોડી વારે તેના પગ વળે છે ને તે ઉંધે માથે ભોંય પર બેભાન થઇ પડે છે. થોડી વારે મેધાતિથિ ને અરુંધતી આવે છે.]

**અરુંધતી**

કેમ કોઇ દેખાતું નથી?

**મેધાતિથિ** [હસીને]

અત્યારે તે કોઇ અહીંઆં હોય? સપ્તર્ષિ-પદ પામેલા વસિષ્ઠ અને તેના શિષ્યો તો સત્રમાં હશે.

**અરુંધતી**

અરેરે! વારુણિ સત્રમાં જાય તે પહેલાં હું એનાં દર્શન કરી શકી હોત.—એ આપણે વાસે તો નહીં ગયા હોય? સત્રમાં જતાં પહેલાં મને મળ્યા પણ નહીં.

**મેધાતિથિ**

ગાંડી! તું પણ એ પદ માટે તપ આચરતી હતી. તારું અંતર ડામવાને માટે એ તને મળવા આવે?

**અરુંધતી**

પિતાજી! એમ શું બોલો છો? એને એ પદ મળે તો તેનાથી હું વધારે રાજી છું. હું તો માત્ર તાપસી છું.—એ—એ તો બ્રહ્મર્ષિઓમાં પણ શ્રેષ્ઠ છે.

**મેધાતિથિ** [વસિષ્ઠને જોઇ]

અરે! પણ આ કોણ પડ્યું છે?

**અરુંધતી** [નીચું જોઇ]

હાય! હાય! કોણ તપોનિધિ! [તે દોડે છે. મેધાતિથિ જઇ બેભાન વસિષ્ઠને ઉચકે છે. અરુંધતી તેને પવન નાંખે છે. વસિષ્ઠ આંખો ઉઘાડે છે ને ભાન આવતાં એકદમ ચમકીને ઉભો થઇ જાય છે.]

**વસિષ્ઠ**

[કપાળ પર હાથ ફેરવી] કોણ મહર્ષિ મેધાતિથ—ન—ને અરુંધતી!

**મેધાતિથિ**

હા! પણ વસિષ્ઠ મૈત્રાવરુણ! તમે આમ-

**વસિષ્ઠ**

[દૂર હઠીને ઘોઘરે ઘાંટે] મેધાતિથિ! દૂર હઠો, મને અડકશો નહીં. મારા પર, આ આશ્રમ પર સપ્તર્ષિનો ભયંકર શાપ છે.

**અરુંધતી**

મૈત્રાવરુણ! પણ કેમ? તમને સપ્તર્ષિપદ-

**વસિષ્ઠ**

[ખિન્નતાથી માથે હાથ દઇ] તને ખબર નથી અરુંધતી? ભગવાન્ ક્રતુ મને બોલાવવા આવ્યા, પણ મેં સપ્તર્ષિપદ લઇ સત્ર કરવા ના પાડી. [નીચું જુએ છે]

**મેધાતિથિ** [ચમકીને]

ના પાડી?

**અરુંધતી**

શું?

**વસિષ્ઠ**

હા.

**અરુંધતી** [પાસે આવીને]

કેમ?

**વસિષ્ઠ** [નીચું જોઇ].

મારો દેહ એ પદ પામ્યો. પણ આપણા આત્માથી વિમુખ થઇ એ દેહ એ પવિત્ર ને ઉદ્ધારક પદ કેમ સ્વીકારે?

**મેધાતિથિ**

ને ભગવાન્ ક્રતુ ક્રોધે ભરાયા?

**વસિષ્ઠ** [કડવાસથી]

મેં આર્યજનોનો દ્રોહ કર્યો, સપ્તર્ષિના નિમંત્રણનો અનાદર કર્યો, દેવોની આજ્ઞા ઉથાપી, હું અધમમાં પણ અધમ થઇ રહ્યો. ભગવાને શાપ દીધો—ને [સાશ્રુનયને ચારે તરફ જોઇ] આશ્રમ ઉજ્જડ થઇ ગયો, શિષ્યો ભાગી ગયા, ધેનુઓ લુંટાઇ ગઇ. મહર્ષિ! —[જરાક અવાજમાં આક્રંદ આવે છે.]

**મેધાતિથિ** [ધ્રુજીને દૂર ખસે છે.]

અ ર ર ર ર—

વસિષ્ઠ

ને પિતા વરુણ—ને પણ વિમુખ થયા. [ નીચું જુએ છે ]

અરુંધતી

ને હવે—

વસિષ્ઠ

[ અરુંધતીના મુખ પર દૃષ્ટિને જરા વાર લાડમાં થોભાવીને હસીને ] હવે શું ? વસિષ્ઠ ને તેનો આત્મા એ જણ આ ઉભા છે.

મેધાતિથિ

પણ વસિષ્ઠ! તું જશે ક્યાં ?

વસિષ્ઠ

ક્યાં ? [ ચારે તરફ જોઈ કર્કશતાથી ] દૂર ને દૂર—ઉજ્જડ વેરાનમાં—જ્યાં ભગવાન્ ક્રતુનો શાપ જંપવા દે ત્યાં. [ મેધાતિથિના મોં પર ગભરાટ જોઈ ] મહર્ષિ ! પિતાતુલ્ય મેધાતિથિ ! સીધાવો. આ પાપભૂમિમાં વધારે વખત નહીં ઉભા રહો. અરુંધતી ! જા. [ તેનો અવાજ ખટકે છે ] અરુંધતી ! [ નિઃશ્વાસ મુકે છે ] અરુંધતી ! જ—[ બોલતાં અવાજ રુંધાય છે ] જા. [ દંડ ને કમંડલ લેવા ફરે છે. અરુંધતી આંસુ લુછે છે. ]

મેધાતિથિ

[ અરુંધતીને ધીમેથી ] અરુ ! ચાલ હવે, અહીંઆં વધારે વાર ઉભાં નહીં રહેવું જોઇએ.

[ અરુંધતીની આંખો ચમકે છે. તે વસિષ્ઠ કમંડલમાં પાણી ભરે છે તે જુએ છે. ]

મેધાતિથિ [ અધીરાઇથી ]

અરુંધતી ! ચાલ.

અરુંધતી [ તિરસ્કારથી ]

ખરી વાત છે. અહીંઆં વધારે વખત કેમ ઉભાં રહેવાય ? તમે જાઓ, હું આવું છું.

મેધાતિથિ [ ધીમેથી ]

ઉતાવળ કર. અહીંઆં રખે શાપ લાગશે.

અરુંધતી

[ સખ્તાઇથી દરેક શબ્દ પર ભાર દઇ ] તમે જાઓ, હું આવું છું. [ મેધાતિથિ અરુંધતી તરફ જુએ છે, પણ તેના મુખ પર દઢતા જોઇ ચાલ્યા જાય છે. વસિષ્ઠ કમંડલમાં પાણી ભરી હાથમાં દંડ લે છે ને ફરે છે. ]

વસિષ્ઠ [ ધીમેથી ]

અરુંધતી ! જા હવે.

અરુંધતી

વસિષ્ઠ! ક્યાં જશો ?

વસિષ્ઠ

જ્યાં મારું તપ મને લઇ જાય ત્યાં.. [ આગળ ડગલું ભરે છે. ]

અરુંધતી

ક્યાં સુધી આમ રહેશો ?

વસિષ્ઠ

જ્યાં સુધી મારા આત્મામાં શ્રદ્ધા છે ત્યાં સુધી.

અરુંધતી

પછી ?

વસિષ્ઠ

પછી પિતૃલોકમાં— [ એટલામાં ગભરાએલી ગાયોનું ટોળું દોડતું આવે છે. પાછળ જંગલમાં લોકોની બુમો ને ઝાડ પડવાનો અવાજ સંભળાય છે. ]

અરુંધતી

એ શું ?

વસિષ્ઠ

લોકો આશ્રમ બોળે છે. [ તિરસ્કારથી હસે છે] [ હસીને ] થોડીવારમાં વસિષ્ઠનો

આશ્રમ બળીને રાખ થઇ જશે. અરુંધતી! જા, હવે અહીંઆં ઉભા રહેવામાં સાર નથી. થોડીવારમાં ચારે તરફ અગ્નિ પ્રસરશે. [પાછળ ભડકા દેખાય છે. દાંત કચકચાવીને પાછળ જુએ છે] આશ્રમ! તું પણ મને કાઢી મૂકે છે? [લુખ્ખું હસીને નદી તરફ ફરે છે]

**અરુંધતી**

[વસિષ્ઠના હાથ પર હાથ મુકે છે] વસિષ્ઠ! ચાલો પેલી નાવમાં બેસી જઇએ.

**વસિષ્ઠ** [ચમકીને]

ક્યાં?

**અરુંધતી** [દૃઢતાથી]

જ્યાં પતિતપાવની સરસ્વતી લઇ જાય ત્યાં— આ આર્યજનો જ્યાં ન આવે ત્યાં. [હાથ ખેંચે છે]

**વસિષ્ઠ**

પણ તું ક્યાં આવે છે?

**અરુંધતી** [હસીને]

જ્યાં આપણો આત્મા લઇ જાય ત્યાં.

**વસિષ્ઠ**

[એકદમ અરુંધતીનો હાથ ખેંચી મોટેથી] શું?

**અરુંધતી** [હસતી આંખે]

એટલામાં આપણા અવિભક્ત આત્મામાંથી શ્રદ્ધા જતી રહી? જ્યાં એ આત્મા ત્યાં તેના દેહ.

**વસિષ્ઠ**

પણ તને એ આત્મામાં શ્રદ્ધા નથી.

**અરુંધતી**

કોણે કહ્યું? આજે અહીંઆં જ્યારે તને એકલો જોયો ત્યારે એ આત્માનું મને દર્શન થયું. વસિષ્ઠ! હું મૂર્ખ હતી —આપણે બે એક છીએ-ભિન્ન દેહે એક આત્મા આપણામાં વસે છે. ચાલ!ચાલ!

**વસિષ્ઠ**

[હાથમાંથી કમંડલ ને દંડ ફેંકી દઇને હાથ લંબાવે છે.] અરુંધતી! દેવી! પ્રાણ!

**અરુંધતી**

નાથ! વહાલા! તપોનિધિ! [બંને ભેટે છે ને ચુંબન કરે છે.]

**વસિષ્ઠ**

મારી—મારી—અરુંધતી—સદાની.

**અરુંધતી**

તારી......ભવોભવ. [તેમના હોઠ એકેક પર ઠરી રહે છે. ભડકા પાસે આવે છે.]

**વસિષ્ઠ**

આ આંચ-પાસે આવી. [એકદમ અરુંધતી-ને દૂર કરી] અરુંધતી! પણ આ કેમ બને? મારી સાથે તું કેમ આવે?

**અરુંધતી**

કેમ? તમે જશો તેમ.

**વસિષ્ઠ**

પણ તું મેધાતિથી-હજાર શિષ્યોની ગુરુ— હજારો ધેનુઓની ધણી—

**અરુંધતી** [પગ ઠોકી]

હમણાં એ વિચાર કરવાનો છે? હમણાં તો આ તમારું કમંડલ ને આપણા બે દંડ એ ત્રણની ધણી છું—ચાલો.

**વસિષ્ઠ** [જીદમાં ઉભા રહી]

ના. તારે નથી આવવું. આવતે વર્ષે સપ્તર્ષિપદ તને પણ મળે ને—ને તારું બ્રહ્મ-ચર્ય—[ડોકું ધુણાવી] તને કેમ લઇ જાઉં?

**અરુંધતી**

નાથ! [તેનું મોઢું લાલચોળ થઇ જાય છે] અત્યારે એ ગાંડી વાત કરવાની છે? બ્રહ્મચર્ય કરતાં ઋત મોટું છે. આપણે એક જન્મ્યાં છીએ—વર્ષો થયાં એક છીએ— આપણો આત્મા એક છે, તો શાશ્વત વિશ્વનિ-યમ તોડી આપણે જુદાં કેમ રહીએ?

**વસિષ્ઠ**

[ અરુંધતીને ભેટી પડે છે ] વહાલી! મારું તપોબલ ફળ્યું. અરુંધતી! પ્રાણ! આપણે એક—એક તે એકજ રહેવાનાં.

**અરુંધતી** [ હસે છે ]

તપોનિધિ! તમારું કમંડલ મને આપો ને એક હાથમાં આપણા દંડ ઝાલો, ને આપણે હાથ ઝાલી દોડીએ.

**વસિષ્ઠ** [ હસીને ]

જેમ નાનપણમાં ઇંધન વીણતાં દોડતાં હતાં તેમ— [ દોડતાંદોડતાં આગળ જાય છે. આગળ એક ઝાડ ભભુકી ઉઠે છે, ને અરુંધતીને આંચ લાગે છે. ]

**અરુંધતી** [ ચીસ પાડીને ]

નાથ! હું મોઇ!

**વસિષ્ઠ** ( ગભરાઇને )

અરુ! પ્રાણ! એ તો ભગવાન્ ક્રતુનો શાપ. [ હોઠ પર હોઠ પીસી ] અરુ! હજુ પાછા જવું છે? વખત છે.

**અરુંધતી**

[ માથાના વાળને લાગેલી આંચ હોલવતાં ને ધ્રુજતે હોઠે ] ના! ના! અહીંઆંજ—તારા પગ આગળ.

**વસિષ્ઠ**

[ એકદમ દ્રઢતાથી અરુંધતીને વળગી પડી ] ત્યારે વૈશ્વાનર! લે તો બંનેને—[ આગમાં બંને ધસે છે ]

[ અગ્નિની આંચ જતી રહે છે ને બંને એકદમ ઝાડોમાંથી કીનારા પર દોડી આવે છે, ને નાવને નદીમાં ધકેલી તેમાં બેસે છે ને ઝપાટાબંધ નાવ હંકારી જાય છે. ]



# અંક ચોથો

[ સમયઃ બે વર્ષ પછીની એક સાંજ. સરસ્વતી જ્યાં રણમાં અદ્દષ્ટ થઈ જાય છે ત્યાં રેતાળ જમીન વચ્ચે એક કુલદ્રૂપ સ્થલ. આછી ઘટાનાં થોડાંક ઝાડોની વચ્ચે એક પર્ણકુટી. ત્યાં આગળ ઝાડ પર એક ઝોળી છે અને ત્યાં આગળ એક વાંકાં શીંગડાની ગાય બાંધેલી છે. મુનિ શ્વેતકર્ણ હાથમાં એક મોટો ડંડો લઈ આવે છે. તેનાં ડાચાં બેસી ગયાં છે ને આંખોમાં કુવા પડી ગયા છે. તેના પગ અસ્થિર લાગે છે. ]

**શ્વેતકર્ણ** [ માથે હાથ દઇ ]

હાશ! આખરે ઝાડ પર પાંદડું દીઠું ખરું! [ આંખે હાથ દાબે છે ] આંખો બળે છે. ઓ! [ ચારે તરફ જુએ છે ] આ સ્થલ રમણીય છે. કોણ જાણે કે આટલે દૂર આવી સરસ જગ્યા છે? [ ગાંડા જેવો જોયા કરે છે ] પેલા મૈત્રાવરુણનો હજી પત્તો લાગ્યો નહીં. આ સ્થલમાં થોભીને શું કરું? હાય હાય! [ માથું હાથમાં નમાવે છે ને થોડીવારે ફુરકાં ખાય છે ] મારો આખો આશ્રમ ઉજ્જડ થયો ને સોળ છોકરાં નજર આગળ તરફડી મરતાં જોયાં. [ દાંત કચકચાવી ઉંચું જુએ છે ] સપ્તસિંધુ પર દેવો કોપ્યા છે. [ કમકમાં આવે છે ] ને પાણી વિના, વરસાદનાં ટીપાં વિના ટળવળી મરીએ છીએ! [ વિચાર કરે છે ] કેમ નહીં મરીએ? સપ્તર્ષિઓનો અનાદર થયો, દેવોની આજ્ઞાનું ઉલ્લંઘન થયું, પછી શું બાકી રહે. એ વસિષ્ઠ ક્યાં મળશે? [ ડંડો જોરથી પકડી ] મૈત્રાવરુણ, રાત ને દિવસ તને શોધતો હું રખડું છું. મારા હાથ-

માં તો તું આવ. એક ઝપાટે તારો પ્રાણ લઇ દેવોને સંતોષું. વિશ્વેદેવા! મારો પ્રાણ ટકાવી રાખજો. મારે આર્યોને આ સંકટમાંથી મુક્ત કરવા છે. મારે હવે કોણ છે? દેવો રીઝે તો મારો અવતાર સફલ થાય. [ચિંતાથી ચારે તરફ જુએ છે] બધા કહે છે કે વસિષ્ઠ આટલામાં રહે છે, પણ કૈં પત્તો લાગતો નથી. અહીંઆં તો મૈત્રાવરુણ નહીં રહેતો હોય. [કર્કશતાથી હસે છે] આવી લીલાલહેર-માં તે દેવો તે પાપીને રહેવા દે? હજારોના આશ્રમોમાં રાખ ઉડતી થઇ ગઇ ને વારુણિને ત્યાં આવી શાંતિ! કૈં વાત છે? [ઝોળી નજરે પડતાં] અહીંઆં તો આ છોકરું છે. [નિરાશા-ની ઝનુનથી] ને મારાં બધાં ભુખમરામાં મુઆં. [ફલંગ મારી ઝોળી પાસે જાય છે] કેવો રુપાળો છોકરો! [એકદમ માથે હાથ મુકી] શું મૈત્રાવરુણ ને મેધાતિથીનો છોકરો! [પાછો હઠે છે] શું આ મોઢું તેમનાં જેવું છે–કે મારું માથું ભમે છે? મારો સંકલ્પજ બધી ભ્રમણા ઉભી કરે છે કે શું? હા. નહીં તો વળી [દાંત પીસી] જો આ એ પાપા-ચારીઓનો પુત્ર હોય તો તરતજ દેવોને વધેરું. [ડંડો હલાવે છે] પણ બાલ હત્યા—[પાછળ કોઇનો પગરવ સંભળાય છે] કોણ આવ્યું? જોઉં તો ખરો. [પર્ણકુટીની ભીંત આગળ લપાઇ જાય છે.]

[અરુંધતી, એક વૃદ્ધા અને એક જુવાન સ્ત્રી દાખલ થાય છે. અરુંધતીએ જાડા સુતરનું લુગડું પહેર્યું છે. પેલી સ્ત્રીઓએ ઝાડનાં પાંદડાંનાં લુગડાં પહેર્યાં છે.]

**અરુંધતી** [હસીને]

આવો બહેન! શરમાઓ છો શું કામ? બેસો. હું પાણી લાવું?

**શ્વેતકર્ણ** [સ્વગત]

મેધાતિથી! [દાંત કચકચાવી] અહીંઆં. [દંડો જોરથી પકડી] આખરે હાથમાં આવ્યાં.

**વૃદ્ધા** [નમ્રતાથી]

ના બા! તસ્દી લેશો નહીં. અમે તો અમારી ગરજે આવ્યાં છીએ. હમણાં જતાં રહીશું, નહીં તો કોઇ જુએ.

**અરુંધતી** [ફરીથી હસીને]

અમારા જેવાં શાપ પામેલાંના ઘરમાં વધારે ટકવું કામનું નહીં.

**શ્વેતકર્ણ** [સ્વગત, હોઠ પીસી]

તમને તો જરાએ શાપ લાગ્યો નથી દેખાતો. દેવોએ પણ અન્યાય માંડ્યો છે કે શું?

**વૃદ્ધા**

બા શું કરીએ? લોકોનો જુલમ છે. પણ આખા સમસિંધુમાં લીલાલહેર તો અહીંઆંજ જોઇ. અમારે ત્યાં તો છાંટો પાણી-એ નથી એવો આકરો દુકાળ છે.

**શ્વેતકર્ણ** [સ્વગત]

આ પાપીઓને પાપે!

**યુવતી**

પણ બા! તમને તો કૈં નથી જણાતું.

**અરુંધતી**

શાનું જણાય? મૈત્રાવરુણ, હું ને મારો શક્તિ–ત્રણ જણ પુરતું બધું મળી રહે છે. અમારી વક્રશૃંગી પુરતું દુધ આપે છે [હસીને] એટલે અમને કોઇનો કોપ જણાતો નથી.

**શ્વેતકર્ણ** [સ્વગત]

[હાથમાં ડંડો જોરથી પકડી] દેવના કોપની મૂર્તિ આ તૈયાર ઉભી છે. ઉતાવળી થા મા.

**વૃદ્ધા**

પણ બા! અહીંઆં એકલું તો બહુ.

**અરુંધતી** [ હેતભર્યા હાસ્યથી ]

એકાંત વિના તપની સિદ્ધિ થાય? અને વારુણિ જેવા સ્વામીનો સાથ હોય પછી શું જોઇએ?

**વૃદ્ધા**

બા! પણ મહર્ષિ મેધાતિથિનો વિશાલ આશ્રમ, આપના અગણિત શિષ્યો, આપની કીર્તિ—એ બધાં સાંભરતાં નથી?

**અરુંધતી** [ ઉત્સાહથી ]

સાંભરે છે! હા. પણ દુ:ખમય સ્વપ્નું હોય એમ. તમે જાણો છો? આ એકાંત ને આ આત્મદર્શન માટે તો અમે કેટલા અવતારો સુધી તપ આદર્યું. હવે એનાથી બીજું શું રુડું હોઇ શકે?

**શ્વેતકર્ણ** [ આશ્ચર્યથી ]

ઓત્તારી!

**યુવતી**

બા! તમે કેમ જાણ્યું કે ગયે અવતાર તમે આટલા માટે તપ કર્યું?

**અરુંધતી** [ પ્રેમભીની આંખે ]

બહેન! જેમ અમારા તપનું સાહચર્ય ને આત્મદર્શન વધે છે તેમ ભૂતકાલ વચ્ચેનો પટ ચીરાઇ જાય છે. સર્જનકાલથી છુટા પડેલા અમારા અર્ધાત્માઓએ એક થવાની ઇચ્છા રાખી અવતાર પર અવતાર લીધા. ને આખરે આ અવતારે દેવોએ ઇચ્છા પુરી; અમારા અર્ધાત્માઓએ સ્વાભાવિક ઐક્ય પારખ્યું ને સાધ્યું. [ ઉમળકા સાથે ].

**શ્વેતકર્ણ** [ સ્વગત તિરસ્કારથી ]

અને આર્યોનું સત્યાનાશ જવા બેઠું.

**વૃદ્ધા**

બા! એ બધું તમને કેમ ખબર પડે છે?

**યુવતી** [ અધીરાઇથી ]

બા! તમે ગયે અવતાર શું હતાં?

**અરુંધતી** [ જરાક વિચાર કરીને ]

હું. મને શી ખબર? પણ મને અને મૈત્રાવરુણને સરખાં સ્વપ્ન આવે છે ને ઉપરથી ગયા અવતારે અમે શું હતાં તે સમજાય છે.

**વૃદ્ધા**

શું હતાં?

**અરુંધતી**

[ મૃદુ ને ભાવભીને અવાજે ] હું—હું ઋષિકન્યા હતી. મારું નામ સંધ્યા હતું. હું ચંદ્રભાગાને તીરે મૌનવ્રત આચરતી ને વરુણને આરાધતી. મારા અંતરમાં ન સમજાય એવી વ્યથા હતી. મારા હૃદયમાં ન કહેવાય એવી આશા હતી. ને છતાં નિષ્ફલતા મને ડંખતી. હું કોઇની વાટ જોતી ને છતાં કોઇ આવતું નહીં. [ થોભીને ] મારાં વ્રતો આકરાં હતાં; છતાં મને શાંતિ મળી નહીં. [ હર્ષથી ] એક દિવસે એક ઋષિરાજ ચંદ્રભાગામાં સ્નાને આવ્યા. મેં તેમને જોયા, તેમણે મને જોઇ. તે પલમાં યુગોની શોધ પુરી થઇ. અમારા અર્ધાત્માઓનો સંબંધ સમજાયો. [ ખેદથી ] પણ એક થવાનું ભાવિમાં નહોતું. ઋષિરાજ શિષ્યો સમેત ચાલ્યા ગયા. હું એકલી તરફડતી રહી. ઋષિરાજે અસ્વસ્થ ચિત્ત કાબુમાં રાખવા તપશ્ચર્યા કરી ને દેહ છોડયો. મેં પણ તે સાંભળી ભયંકર વ્રતો આદરી, મૃત્યુ નિમંત્ર્યું. [ ઉત્સાહથી ] અમારું તપ ફળ્યું. ઋષિરાજ મૈત્રાવરુણ તરીકે અવતર્યા, હું મહર્ષિ મેધાતિથિને ત્યાં અવતરી. અમારા



ચિત્રકાર: ] [ રા. ગોરધનભાઈ પટેલ

**વરુણ:** દીકરી! જરા આઘી ખસ. હું મારા પુત્રને લેવા આવ્યો છું.

અવિભક્ત આત્મા પૃષ્ઠ ૬૦

અર્ધાત્માઓનો રઝળાટ પુરો થયો. એક તેજનાં અર્ધાંગ મળી ગયાં- હવે એકજ જ્યોત ચેતે છે.

[ હસે છે. શ્વેતકર્ણ નીસાસો મુકેછે ]

**વૃદ્ધા** [ હાથ જોડી ]

બા ! આસપાસ વાયકા ઉડી છે તે ખોટી નહીં કે તમારે દર્શને અણુમાનીતી માનીતી થાય છે ને અપુત્રા પુત્ર મેળવે છે. એટલાજ માટે અમે આવ્યાં છીએ. આ છોકરીનો વર રીઝતો નથી. તમે આશીર્વાદ આપો તો કૈ થાય.

**શ્વેતકર્ણ** [ સ્વગત ]

શું આર્યોનો સ્વાર્થ છે. આવાં દ્રોહીઓ પાસે પણ વર માંગે છે !

**અરુંધતી** [ નમ્રતાથી ]

બા ! મારા દર્શનથી કૈ થતું નથી. એ તો ભ્રમ છે. ને થાય તો તે તમારા તપોબલથી થાય. હું મૂર્ખ હતી. મને શ્રદ્ધા નહોતી; છતાં મારા વારુણિના તપોબલે અમને આત્મ-દર્શન થયું. અમે સુખ વીસાર્યું, આશ્રમ છોડયો, શિષ્યો અમને છોડી ગયા, લોકોએ અમારાં ધાન્ય ને પશુ લુટયાં, પણ અમે અમારો આત્મા અવિભક્ત રાખ્યો. અને આજે એમાંથી એકને ત્રીજાની પરવા નથી. બહેન—તારું સૌભાગ્ય પણ મારા જેવું થજો !

[ વસિષ્ઠનો અવાજ ઋચા ગાતો બહારથી સંભળાય છે :—

જ્ઞાતા પથ ગગને પતત્રીના
જ્ઞાતા પથ નૌના સમુદ્રમાં ।
જ્ઞાતા પથ બૃહત્ વાયુના
જ્ઞાતા પથ સવિતાતણા ॥ ]

**વૃદ્ધા**

બા ! તમારો આશીર્વાદ. હવે અમે જઇએ છીએ.

**અરુંધતી**

બેસો તો ખરાં. જરા મૈત્રાવરુણને તો મળો.

**વૃદ્ધા**

ના બા, કોઇ જાણી જાય.

**શ્વેતકર્ણ** [ સ્વગત ]

હવે પેલો આવ્યો છે. આર્યોનાં દુઃખો હવે ટળશે.

**અરુંધતી**

બહેનો ! રાજા વરુણ ને માતા સરસ્વતી તમારા કોડ પુરે. [ ઉતાવળે પગે પેલી સ્ત્રીઓ જાય છે. ને વસિષ્ઠ લાકડાંનો ભારો લઇ દાખલ થાય છે. વક્રશૃંગી આતુરતાથી ડોક લાંબી કરે છે. વસિષ્ઠ અરુંધતીને જોઇને હસે છે ને ભારો નાંખી દઇ તેના તરફ દોડી આવે છે. ]

**વસિષ્ઠ** [ હાથ લંબાવી

અરુ ! વહાલી ! પ્રાણ !

**અરુંધતી**

[ દોડી આવીને ભેટે છે ] નાથ ! [ બંને ચુંબન કરે છે

**શ્વેતકર્ણ** [ દાંત પીસી ]

હમણાં ખબર પડશે.

**વસિષ્ઠ**

શક્તિ કેમ છે ?

**અરુંધતી**

આનંદમાં છે.

[ વસિષ્ઠ એક પથ્થર પર બેસે છે ને અરુંધતી તેના ખભા પર હાથ મુકી ઉભી રહે છે. વક્રશૃંગી પંપાળાવવાની લાલચે ડોકું આગળ ધરે છે. ]

**શ્વેતકર્ણ** [ સ્વગત ક્રોધમાં ]

આ તે દેવનાં દૃષ્ટાઓ કે દેવનાં લાડકવાયાં !

**વસિષ્ઠ** [ ચારે તરફ જોઇ ]

અરુ! હીંમત છે કે?

**શ્વેતકર્ણ**

[ સ્વગત દંડ જોરથી ઝાલી ] હા. હીંમત ભેગી કરો. થોડી પલમાં યમને પંથે વિચરવું પડશે.

**અરુંધતી** [ હેતથી હસીને ]

હા. તમારી પાસે રહી હીંમત જશે પછી પુછવું શું?

**વસિષ્ઠ**

વહાલુડી! આપણા તપની કસોટી હજુ પુરી નથી થઇ.

**શ્વેતકર્ણ** [ સ્વગત ]

હમણાં થશે.

**અરુંધતી**

કેમ?

**વસિષ્ઠ** [ ધીમેથી ]

હું લાકડાં વીણતો દૂર નીકળી ગયો. ત્યાં કેટલાક માણસો મળ્યા તેમણે એક ભયંકર વાત કરી.

**અરુંધતી**

શી?

**વસિષ્ઠ**

આર્યોની એક મોટી ટોળી વસિષ્ઠ મૈત્રાવ-રુણ ને અરુંધતી મૈધાતિથીને શોધતી આ તરફ આવે છે.

**અરુંધતી** [ અજાયબ થઇ ]

કેમ?

**વસિષ્ઠ**

[ નીસાસો મુકી ખિન્નતાથી ] વહાલી! સમસિંધુ અન્નપાણી વિના તરફડે છે. જ્યાં ને ત્યાં માણસો રીબાય છે ને મરે છે ને આપણે લીધે એ આફત આવી એમ બધા માને છે. એટલે આપણી આહુતિ આપી દેવો રીઝવવાને એ આવતા હોય એમ લાગે છે.

**શ્વેતકર્ણ** [ સાશ્ચર્ય ]

હેં!

**અરુંધતી** [ ફીક્કી પડી જઇ ]

શું કહો છો?

**વસિષ્ઠ**

અરુ! ગભરા નહીં. એક વખત સાથે અગ્નિમાં પડતાં પણ આપણે ગભરાયાં નહોતાં.

**અરુંધતી** [ ગર્વથી ]

નાથ! મને કશો ડર નથી. વરુણનાં શાશ્વત વ્રતને પાળતાં મરીશું તેમાં ડર શો?

[ થોડે દૂર માણસો આવતા હોય એવા હોકારા સંભળાય છે. ]

**અરુંધતી**

આ પેલા આવ્યા. હવે શું કરીશું? અહીંઆંથી કયાંય પણ નાસી છુટાય એમ નથી.

**વસિષ્ઠ** [ દૃઢતાથી ]

હવે નાસવું નથી. અરુ! તારું ધનુષ્ય લે ને મારું આપ. અહીંઆં આપણી ઝુંપડી આગળ—શક્તિની ઝોળી આગળ—હાથમાં હાથ રાખી આપણે ઉભાં રહીશું.

**અરુંધતી**

[ ખસીને ધનુષ્ય આપે છે પણ ગભરાઇને થોભે છે ] નાથ! પણ શક્તિનું શું? [ ઝોળી તરફ નીચી વળી ] કેવો ઉંઘે છે? [ એકદમ શક્તિને વળગી ચુંબન કરે છે ] મારા લાડકવાયાને વગર મોતે મારશે તો?

**વસિષ્ઠ**

અરુ! આ હીંમત ખોવાનો વખત નથી. એ આપણા અવિભક્ત આત્માની જ્યોતિ છે. યમને પંથે આપણે જઇશું તો એ કેમ નહીં?

[ સોએક માણસનું ટોળું ઘોડા ને પાલખી સહિત દૂરથી આવતું જણાય છે ]

શ્વેતકર્ણ [ સ્વગત ]

આર્યો ! હું તમારા દેવદ્વેષ્ટાઓને યમ-સદનમાં મોકલવા તૈયાર છું. અધીરા થશો નહીં.

અરુંધતી [ હોઠ પર હોઠ દબાવી ]

આ આવ્યા. નાથ ! [ જરાક કાંપતા સ્વરે ] તમારો હાથ મારા હાથમાં આપો.

[ વસિષ્ઠ અરુંધતીને ભેટીને ચુંબન કરે છે ને પછી છુટા થઇને અરુંધતીના હાથમાં હાથ મુકે છે. ]

શ્વેતકર્ણ

[ જરા આગળ આવી, દંડ ઉંચકીને સ્વગત ] હા. મળી લો. ફરી વખત નહીં મળે.

વસિષ્ઠ

પ્રાણ ! ઋતધર રાજા વરુણનું સ્મરણ કરી લે.

અરુંધતી

આ તો પંચજનોજ લાગે છે !

વસિષ્ઠ

હા. તેમને આવવા દે. તેમના દેખતાં, દેવોના દેખતાં, હાથમાં હાથ રાખી આપણે લઢીશું—એક આત્મા—એક સંકલ્પ—એક ઇચ્છાનું મૂર્ત સ્વરૂપ—

અરુંધતી [ હસીને ]

—ને નાથ ! એક મૃત્યુની વાટ જોતાં. [ હાથમાં હાથ દાબે છે ]

શ્વેતકર્ણ

[ આગળ આવી બરાડો મારે છે ] ના. એક મૃત્યુ કદીએ નહીં. [ તે દંડના એક ઝપાટાથી વસિષ્ઠનું ધનુષ્ય દૂર ફેંકી દેછે ને અરુંધતીનું ધનુષ્ય હાથમાંથી ખુંચવી લે છે ]

વસિષ્ઠ ને અરુંધતી

[ ચમકીને ] કોણ ! મુનિ શ્વેતકર્ણ ?

શ્વેતકર્ણ

ના. દેવોના દ્વેષ્ટાઓ, તમારો કાલ—આર્યોએ જે તમારે લીધે સહ્યું છે તેનો બદલો વાળવા. વસિષ્ઠ ! તમારે પાપે અમારાં ઘરબાર ઉજ્જડ થયાં, અમારી ગાયોનાં દુધ ઉડી ગયાં ને અમારાં છોકરાં ભુખેતરસે મરી ગયાં. હવે તમારો મરવાનો વારો આવ્યો છે. [ દયાહીનતાથી હસીને ] પણ તમે બે એક મોતે કદી નહીં. તને મારીશ. આ મૈધાતિથીને નહીં. તમારો આત્મા ભલે વિભક્ત રખડે.

વસિષ્ઠ [ શાંતિથી ]

મુનિ ! તમે ગાંડા થયા છો ?

શ્વેતકર્ણ

કેમ ?

વસિષ્ઠ [ તિરસ્કારથી ]

જે અર્ધાત્માઓ વરુણે સાંધ્યા તે તમે કેમ છુટા પાડશો ? મુનિ ! મને મારશો તો અરુંધતી એની મેળે મરશે, નહીં તો—

અરુંધતી

—મારે બલે વસિષ્ઠ સજીવન થશે.

શ્વેતકર્ણ [ ખડખડ હસીને ]

મને શું ગાંડો ધાર્યો ?—

[ તે ડંડો ઉચકી વસિષ્ઠને મારે છે. વસિષ્ઠ ધરણી પર ઢળે છે. અરુંધતી ચીસ પાડી તેની પાસે જઇ પડે છે. શ્વેતકર્ણ ખડખડ હસે છે ]

શ્વેતકર્ણ

[ ક્રૂરતાથી ફરી હસીને ] વરુણદેવ ! હવે બતાવો તમારા દીકરાને પિતૃલોકનો પથ.

[ સંધ્યાના ઘેરા વાતાવરણમાં એક તેજ-નું વર્તુલ થાય છે અને વરુણનો તારલાથી જ્વલંત દેહ તેમાં જણાય છે. ]

અરુંધતી

પિતા ! તમે આવ્યા ? [ છાતીફાટ ધ્રુસ્કું ખાઇ ] દેવ ! જુઓ આ તમારા દીકરાની દશા.

વરુણ

[ગંભીર અવાજ ચોમેર અસ્પષ્ટ રીતે ગાજે છે] દીકરી! જરા આઘી ખસ. હું મારા પુત્રને લેવા આવ્યો છું.

અરુંધતી [ગુસ્સામાં]

તમે પણ એને લઇ જવા આવ્યા! શું બોલો છો? વરુણરાજ! લઇ જવાં હોય તો અમને બંનેને લઇ જાઓ. [વરુણનું હાસ્ય ચારે તરફ ગાજે છે. અરુંધતી ગુસ્સામાં] શું એમને એકલાને લઇ જવા છે? પિતા! પિતા! તમે પણ આખરે અમને છેહ દો છો? [માથું ધુણાવી] હાસ્તો, તેમાં શું નવાઇ? વરુણરાજ! અર્ધાત્માઓને વિયોગથી વધારે દુ:સહ ત્રાસ નથી. ચાલો હું આવું— અરુંધતી ટટાર બેસે છે. એટલામાં પુરુષોનું એક ટોળું શંખ ને ઘંટાનાદ કરતું આશ્રમમાં આવી લાગે છે. સાથે ચારપાંચ પાલખીઓ છે. શ્વેતકર્ણ તે તરફ જાય છે.]

આગળ આવતા માણસો

ભગવાન્ પુલસ્ત્યનો જય! ભગવાન્ ક્રતુનો જય! ભગવાન્ વસિષ્ઠ ને ભગવતી અરુંધતીનો જય! સપ્તર્ષિનો જય.

શ્વેતકર્ણ [ચમકીને સ્વગત]

ભગવાન્ વસિષ્ઠ! ભગવતી અરુંધતી! [આગળ આવનારને] કોણ છો? શું છે?

લોકો

ભગવાન્ વસિષ્ઠનો જય!

આગળ આવનાર

ભગવાન્ વસિષ્ઠ ક્યાં છે? ભગવતી અરુંધતી ક્યાં છે?

શ્વેતકર્ણ [પાલખી તરફ જોઇને]

કોણ ભગવાન્ પુલસ્ત્ય! ને ભગવાન્ ક્રતુ! [આગળ જઇ પાલખી આગળ સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરે છે] ભગવાનો! કૃતાર્થ થયો. આર્યોનું આજે વેર વળ્યું. મેં વસિષ્ઠને પિતૃલોકમાં હમણાંજ મોકલ્યો. આ પડ્યો. [લોકોમાં હાહાકાર થાય છે ને તેઓ ચારે તરફ જોઇ રહે છે. અત્યંત વૃદ્ધાવસ્થામાં બીડાએલી પુલસ્ત્યની આંખો એકદમ ફાટી જાય છે. મેધાતિથિ પાલખી પરથી નીચે ભોંય પર ભુસ્કો મારી શ્વેતકર્ણ તરફ દોડે છે.]

પુલસ્ત્ય

[ધીમે પણ ક્રોધાવેશમાં] શું? તેં વસિષ્ઠને માર્યો? પાપી! તેં આર્યોનું સત્યાનાશ વાળ્યું... દુષ્ટ! વારુણિ ને અરુંધતીને સપ્તર્ષિપદ મળ્યું. શિષ્યો! મને એના શબની પાસે લઇ જાઓ.

[મેધાતિથિ દોડતો અરુંધતી પાસે જાય છે. પુલસ્ત્ય ને ક્રતુની પાલખી પણ ભોંય પર પડેલા વસિષ્ઠ પાસે શિષ્યો મુકે છે. અરુંધતી ફાટેલી આંખે, વગર સમજ્યે આ બધાં તરફ ફરે છે. તેનો હાથ માત્ર વસિષ્ઠના વાળ પર લાડથી ફર્યા કરે છે.]

શ્વેતકર્ણ [ચારે તરફ જોઇ]

મેં સપ્તર્ષિ માર્યો! ઓ ઓ! [માથાના વાળ તાણે છે ને બેભાન થઇ પડે છે.]

પુલસ્ત્ય

મેધાતિથી! મૈત્રાવરુણ! અમે મોડા પડયા! [એકદમ ઉપર જોઇ વરુણને ઓળખે છે ને એકદમ પ્રણિપાત કરે છે] કોણ દેવાધિદેવ આદિત્ય! રાજા વરુણ! [બધાં સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરે છે] હાથ લંબાવી પ્રભો! તમે પણ દયા નહીં કરી? [આક્રંદ કરી] મારો શિષ્ય—બ્રહ્મર્ષિઓમાં શ્રેષ્ઠ—તમારો પુત્ર એવા વસિષ્ઠને લઇ જવા આવ્યા છો? જ્યોતિષ્પતિ! મનુવૈવસ્વતનું વચન ફળ્યું, વસિષ્ઠ ને અરુંધતીનું તપ ફળ્યું, ને સપ્તર્ષિસત્રનો સમય આવ્યો—ત્યારે પણ તમે દયા નથી કરતા...

રાજ! હવે આર્યોનું થશે શું? તમે શું કરવા બેઠા છો? [પુલસ્ત્યની આંખમાંથી દડદડ આંસુ પડે છે. બધા માણસોની આંખો ભીની થાય છે. રડતે અવાજે] દેવાધિદેવ વરુણ! અમારા વૃદ્ધ પર તો દયા કરો. જોઈએ તો અમ બધા આર્યોએ પણ આને મા લઈ જાઓ—

વરુણ [હસીને]

બ્રહ્મર્ષિ પુલસ્ત્ય! ધીરજ રાખો. એનો અર્ધાત્મા નીરાળો નથી એટલે વારુણિને એકને કેમ લઈ જવાય? મૈધાતિથી! બેટા! તેં ખરું કર્યું. તમારો આત્મા હું કેમ ભાંગુ?

[વસિષ્ઠ જરા ચળવળે છે. બધા જોઈ રહે છે. વસિષ્ઠ આંખ ઉઘાડવા પ્રયત્ન કરે છે ને અણજાણતાં હાથ વતી અરુંધતીનો હાથ પકડે છે.]

વસિષ્ઠ [નિર્બલ અવાજે]

અરુ!

અરુંધતી

[ટેવથી વસિષ્ઠના હાથમાં હાથ મુકી] નાથ! આપણું તપ ફળ્યું. વસિષ્ઠ બેઠો થાય છે ને બંને જણને અમર્યાદાનું ભાન આવતાં ખસીઆણાં પડી જાય છે.]

પુલસ્ત્ય

બેટા! શરમા નહીં! આજે સોનાનો સુરજ ઉગ્યો છે—આર્યજનોને માટે ને અમારે માટે.

[વસિષ્ઠ એકદમ બેઠો થઈ જઈ પુલસ્ત્ય, ક્રતુ ને મેધાતિથિને પ્રણામ કરે છે, ને વરુણને જોતાં ચકિત થઈ હાથ લંબાવી તેના તરફ દોડે છે.]

વસિષ્ઠ

કોણ મારા દેવ! જ્યોતિષ્પતિ! પિતા! શો અનુગ્રહ કર્યો! અમારી રાંકની ઝુંપડી પાવન કરી. પિતા! તમે મને સજીવન કર્યો?

વરુણ [હસીને]

મૈધાતિથીએ તને મરવા ન દીધો.

વસિષ્ઠ

ભગવાન્ પુલસ્ત્ય! ગુરુદેવ! ભગવાન્ ક્રતુ! તમે અમારું સ્થલ પાવન કર્યું.

પુલસ્ત્ય

તાત! તમારી ઝુંપડીમાં આવી અમે પાવન થયા. તમને બંનેને સપ્તર્ષિપદ મળ્યું.

વસિષ્ઠ અરુંધતી [સાથે]

શું?

લોકો

ભગવાન્ વસિષ્ઠ ને ભગવતી અરુંધતીનો જય!

પુલસ્ત્ય

અમે યજ્ઞ કર્યો ને સાતમા સપ્તર્ષિને બોલાવ્યા. આખરે તે એક જ્વાલમાં તમારા બંનેને સ્વરૂપે પ્રગટ્યા. તમને અમે તેડવા આવ્યા છીએ. તમે સત્ર આરંભો એટલીજ વાર છે. વરુણરાજ! આ બંનેને આશીર્વાદ આપો. એ જેવાં તમારાં છોકરાં છે તેવાં મારાંએ છે. એ આર્યોમાં શ્રેષ્ઠ છે. તમારા વ્રતનાં પાલકો છે. જે આર્યોને મેરુભૂમિમાંથી યમ વૈવસ્વતે આણ્યા તેમની સ્વભૂમિ–આર્યાવર્ત–આ બે સ્થાપશે—

વરુણ

વારુણિ! મૈધાતિથી!
શ્રેષ્ઠ છો ઉભય આર્યો મહીં:
સૃષ્ટિ કીધી તમે નવીન આત્મા તણી,
દાન દીધાં તમે આર્યને જીવનનાં,
દારુણ તપસ્વી સંપન્ન તપનાં તમે,
હે વિધાતા–અવિભક્ત આત્મા તણા!
જ્યાં સુધી માહરાં વ્રત રહે અવિચલ,
જ્યાં સુધી સનાતન શ્રેષ્ઠ સપ્તર્ષિ ફરે,
જ્યાં સુધી આર્ય નરનારીઓ રમણ કરતાં રહે,
ત્યાં સુધી તપ તમ અખંડ તપતાં હશે જુગલનાં.
એક આત્મા, અને એક ઊર્મિ સદા,
એક વ્રત આચરી, એક જીવન વહી,
શુદ્ધ સંયુક્ત તપના બલે સત ઉભય ધારતા
અમર અસ્ત રહેશે સદા આત્મ તમ

પરમ તેજસ્વી અવિભક્ત જે.
આર્ય અંતર મહીં સતત વસનાર ઋષિસત્તમો !
શુદ્ધ હૃદયે કરી માત્ર તમ દર્શન
નવ યુગલ શાંતિ તુષ્ટિ અને પુષ્ટિમાં
નિત્ય રહી પામશે સુખ
અવિચલ પરમ ધામનાં.

[વરુણ આશીર્વાદ આપે છે. વસિષ્ઠ ને અરુંધતી પગે પડે છે.]

**વસિષ્ઠ**

જ્યોતિષ્પતિ ! કૃતાર્થ થયો. દેવ ! અમે તો આપનું શાશ્વત ઋત સજીવન રાખ્યું છે, ને આપે જે આત્મા સરજ્યો તેનું માત્ર દર્શન કર્યું.

**પુલસ્ત્ય**

તમારી મહત્તાનું માપ કઢાય એમ નથી. [ક્રતુને] ભગવાન્! હવે વસિષ્ઠને શાપમાંથી મુક્ત કરો.

**ક્રતુ** [આશિષ દઇ]

પુત્ર ! મારી આશિષ્ મારા શાપથી વધારે સફલ થાય. તારું તપ યાવચ્ચંદ્રદિવાકર તપો.

**વસિષ્ઠ**

ભગવાન્ ! કૃતાર્થ કર્યો.

**વરુણ**

ત્યારે હવે હું જાઉં ?

**શ્વેતકર્ણ**

[બેભાન અવસ્થામાંથી ઉઠી દોડીને] રાજ ! ઉભા રહો ! ખાલી હાથે ન જશો. હું આવું છું. મને લેતા જાઓ. [બધા ચમકીને જોઇ રહે છે.]

**વસિષ્ઠ**

મુનિવર્ય ! શું કરો છો ?

**શ્વેતકર્ણ** [હાથ જોડી]

મૈત્રાવરુણ ! ક્ષમા કરો. મારું જીવન આજે સફલ થયું. તમારે લીધે મેં સહસ્રાક્ષનાં સદેહે દર્શન કર્યાં. સાતે સપ્તર્ષિ અવતર્યા ને આર્યોનો ભ્રમણયુગ પુરો થયો. મારે હવે આ લોકમાં કોઇની પરવા નથી. મારા તમને બંનેને આશીર્વાદ. ભગવાન્ પુલસ્ત્ય આશિષ આપો ! હું હવે જીવવા લાયક નથી. દેવ ! હું આ આવ્યો [તે શ્વાસ રુંધે છે ને ભોંય પર પડે છે. વરુણ તેને પિતૃલોકમાં લઇ જતા દેખાય છે. બધા હાથ જોડી જોઇ રહે છે]

**મેધાતિથિ**

[વસિષ્ઠ ને અરુંધતી પર અકેકો હાથ મુકી] છોકરાં ! હવે વિલંબ નહીં કરો. મહામહેનતે અમે તમને શોધી કાઢ્યાં. અરુ ! તને છોકરો થયો ? ક્યાં છે લાવ. પણ ઉભા રહો, તમને બંનેને ભેટવા દો. [બંનેને સાથે ભેટે છે].

**પુલસ્ત્ય**

ચાલો હવે આપણે રતોવઇ પાછા જઇએ. મૈત્રાવરુણ ! તમારે લેવું હોય તે લઇ લો.

**વસિષ્ઠ** [અરુધતીને]

અરુ ! ચાલ શક્તિને લઇ લે. હું વક્રશૃંગીને છોડી લાવું. [ત્યાંથી ખસે છે]

**અરુંધતી** [સાથે જઇને]

તપોનિધિ !—[હસે છે]

**વસિષ્ઠ** [ધીમેથી]

પ્રાણ ! શું આપણું જીવન થશે ? તું ને હું—આર્ય અંતરનાં વિધાતા—

[બંને એકમેકની સામું અમીભરી દૃષ્ટિએ જોઇ રહે છે. પડદો પડે છે.]

**સમાપ્ત.**

